# समश्लोकी गंगालहरी.



प्रेमी.

# આ પુસ્તક માટે મળેલા

# અભિપ્રાયો.

**અમદાવાદ. તા. ૧-૧૧-૧૯૩૯**

સાક્ષર શ્રી. પ્રેમીએ કરેલા સંસ્કૃત મહાકવિ શ્રી જગન્નાથ પંડિતની કૃતિ **ગંગાલહરી** ના અનુવાદનો કેટલોક ભાગ મેં પ્રસન્નતાથી વાંચ્યો છે. સાહિત્યના અભ્યાસીઓ સારી

વર્ષના સંસ્કૃત સાહિત્યના એક અદ્વિતીય લેખક તરીકે જાણીતા છે. અલંકાર શાસ્ત્રમાં રસગંગાધર જેવો અમૂલ્ય ગ્રંથ લખી તેમણે જગતમાં અનુપમ કીર્તિ પ્રાપ્ત કરી હતી; એ બાબતને બધા સંસ્કૃતના પ્રેમીઓ જાણે છે.

( અનુસંધાન ટાઇટલ પાનું ૩ જું )

॥ ॐ श्री ॥

गंगायै नमः

[ શ્રીમદ્ પંડિતરાજ જગન્નાથ કૃત ]

# गंगालहरीनुं समश्लोकी गुजराती भाषांतर.

સંશોધક—લેખક.

કાશીરામ ભાઇશંકર ઓઝા

[ પ્રેમી ]

આવૃત્તિ ૨ જી.

દુર્ગાષ્ટમી ૧૯૯૫ વિક્રમાર્ક.



કિંમત રૂા. ૦-૬-૦

# આદ્ય પ્રાર્થના

## ભૂજંગપ્રયાત

નમે દેવ–દેવાંગ સ્વર્ગે રહીને, નમે ચૌદ બ્રહ્માંડ ચિત્તે ચહીને;
નમે શીવ–શીવાંગ શીરે વિહારી, નમું ગંગ ! સુઅંગ આનંદકારી.
જગન્માત વિખ્યાત વિશ્વે જણાતી, વસી લોક આ સુરધુનિ ગણાતી,
વપુ વિસ્તૃતા-સૃષ્ટિ શોભાયનારી, નમું ગંગ ! સુઅંગ આનંદકારી.
સ્વયંભૂ, સ્વયંભૂ દિલે વાસ કીધો, મહા પાપીઓ તારવા દેહ લીધો;
યશસ્વી બની મૃત્ત ભૂપેંદ્ર તારી, નમું ગંગ ! સુઅંગ આનંદકારી.
તપસ્વી, તટિનિ તટે જે વસે છે, ઉપાધી થકી મુક્ત થૈ તે હસે છે:
વિકારી, બને સેવતાં નિર્વિકારી, નમું ગંગ ! સુઅંગ આનંદકારી.
તરંગી, અભંગી, સુરંગી જ શ્રેણી, મયાભાર્ત ! સૌંદર્યવંતીજ વેણી.
વળી નિર્મળી સ્વચ્છ કલ્યાણકારી, નમું ગંગ ! સુઅંગ આનંદકારી.
જપંતા, રમંતા, પડંતાજ દૃષ્ટે, મહાનંદ પામે રિબાતાં જ કષ્ટે:
દુરાત્મા બને છે મહાત્મા વિચારી, નમું ગંગ ! સુઅંચ આનંદકારી;
સદા સૃષ્ટિમાં શુદ્ધ જે બ્રહ્મરૂપા, અજન્મા, અનંતા અને છે અનુપા;
અનાશ્રિતને આશ્રયે લે ઉગારી, નમું ગંગ ! સુઅંગ આનંદકારી.
ગુણોના કદિ પાર ના વેદ પામે, ન ચાલે ત્રિદેવોતણી હોડ સામે,
જગે પ્રેમી એ મુક્તિદાતાસુવારી, નમું ગંગ ! સુઅંગઆનંદકારી.

# અર્પણપત્રિકા !

ગંગાનાં નિર્મળ જળસમું જેમનું હૃદય નિર્મળ છે, શરદપૂર્ણિમાના ચંદ્ર જેવી જેમનાં નયનોમાં હંમેશાં અમી ઉભરાય છે, પ્રાતઃસ્મરણિય પ્રાચીન પવિત્ર સતીઓનાં આદર્શમય જીવનની ઝાંખી જેમના જીવનમાં જણાય છે. કૌટુંબીક વાત્સલ્ય, સમાનતા, ઉદારતા અને ધર્મભાવના જેમનાં અન્યને અનુકરણીય છે. ધનીક છતાં નમ્રતાના ગુણે, બહોળું કુટુંબ છતાં શાંતવૃત્તિએ, કૌટુંબીક ભારવહન કરવાની કર્તવ્યપરાયણતાએ, વૃદ્ધાવસ્થા છતાં પતિસેવાની પરિચર્યાએ જેઓએ પોતાનાં જીવનને ઉજવળ–આકર્ષક બનાવ્યું છેઃ એવાં **સૌ. હરકુંવર લાલજી ઓઝા** ને આ **ગંગાલહરીની** બીજી આવૃત્તિનું લઘુ પુસ્તક સપ્રેમ **અર્પણ** કરું છું.

પુત્રવત્–**પ્રેમી.**

# સૌ. હરકુંવર લાલજી ઓઝાનું જીવનવૃત્તાંત

સોભાવ્યું છે ઉભય કુળમાં નામ જેણે સદાએ,
લોપી લજ્જા કદિ ન વિનયે લેશ કર્તવ્યતાએ;
મર્યાદામાં દિપવ્યું ગૃહ ને ધર્મપાળી ગૃહીણી,
વન્દાએ તે વિરલ વનિતા વિશ્વ તારે તરીણી. ૧

શાસ્ત્રકારોએ શાસ્ત્રોમાં શકિતનું સ્વરૂપ અવર્ણનીય વર્ણવ્યું છે. શકિત એ બ્રહ્મનું પરમ દૈવત છે. શકિત જગતજનેતા કહેવાય છે. સૃષ્ટિસૌન્દર્યતાની અદ્ભુત અને અગમ્ય લીલા શકિત સ્વરૂપે જ પ્રવર્તિ છે. શક્તિ પ્રકૃતિરૂપ હોઇ પરમપુરૂષની વિભુતિ મનાય છે. એજ શકિત કૈવલ્ય પ્રાપ્તિનું અમુલું સાધન છે.

સંસારમાં શક્તિનું તાદશ્ય સ્વરૂપ સ્ત્રી છે. સ્ત્રી એટલે પરમ શકિત, સંસાર દિપિકા આત્મજ્યોતિ અને માયાવી સમુદ્રને તારનાર તરિણી સમાન છે. આવી સદ્ગુણી સ્ત્રીઓથી ગૃહસંસાર ઉજ્જવળ બને છે. અને તેથી શાસ્ત્રકારોએ સ્ત્રીઓની શકિત સ્વરૂપે વર્ણવેલી મહત્તા પુરવાર થાય છે.

ઇતિહાસ અને પુરાણોમાં ઉપલબ્ધ થતાં સ્ત્રી જીવન ચરિત્રોથી સ્ત્રીઓનું ગૌરવ અને શ્રેષ્ઠત્વ જણાઇ આવે છે.

શંકરાચાર્ય અને મંડનમિશ્રના આ શાસ્ત્રીય સંવાદનું અધ્યક્ષસ્થાન સરસ્વતીએ શોભાવ્યું હતું. વિદુષિ ગાર્ગિએ પોતાના ઉત્તમ જ્ઞાનથી સ્ત્રીઓની અદ્‌ભુત શકિતનું ચિત્ર જગત્‌ને પુરૂં પાડયું છે. પ્રાતઃસ્મરણીય અનેક સતીઓએ ઋષિ કુળોને અજવાળ્યાં છે. અનેક ભારતીય વિરાંગના-ઓએ પોતાના વિરત્વથી ભારતનું સૌભાગ્ય જગતમાં ઝળકાવ્યું છે. અને અનેક સદાચારી ઉત્તમ ગૃહીણીઓએ પોતાના સદ્‌ચરિત્રથી ઉભય કુળની મહત્તા વધારી છે. આથીજ ભારતના ઇતિહાસપટ ઉપર સુવર્ણાક્ષરે આલેખા-એલી સ્ત્રીઓની મહ-તા પુરવાર થાય છે. અને આવી સદ્‌ગુણશાળી સ્ત્રીઓથી જે ગૃહસંસાર શોભિત હોય તે ગૃહસંસારને સ્વર્ગ કરતાં અધિક માની આદર્શનીય કહ્યો છે.

સાંપ્રત સમયમાં આવી ઉત્તમ કોટિની ગૃહિણી મળવી મુશ્કેલ છે. મહાન પુણ્યશાળી દંપતિજ પોતાના ગૃહ જીવનને સુખરૂપ બનાવી માનવ જીવનનો અનેરો લ્હાવો લેતા જણાય છે. આવા સુખરૂપ ગૃહસંસારમાં અંજાર નિવાસી હાલ કલકત્તામાં વસનાર શ્રીમાન લાલજી રેવા-શંકર ઓઝાનું ગૃહજીવન સુખરૂપ ને આદર્શરૂપ જણાય છે. અને તેનું માન તેના સદ્‌ગુણશાળી પ્રભાવવંત ધર્મ-પત્નિ સૌ. હરકુંવરથી શોભિત છે. એમનું ચારિત્ર્ય, એમનો ગૃહસંસાર અને એમનો કૌટુંબિક પ્રેમ અનુકરણીય હોય

સમાજ સમક્ષ મુકવામાં આવે છે. સદ્દગુણશાળી સંતતિ ઉત્પન્ન થવી એ પૂર્વ ભવનાં મહાનપુણ્યની નિશાની છે. સદ્દગુણી પુત્ર કેવળ પિતાના કુળને અજવાળે છે ત્યારે સદ્દગુણી સ્ત્રી પિતા અને શ્વસુર બન્ને કુળને અજવાળે છે. આથી સદ્દગુણશાળી સ્ત્રીની મહત્તા વધે છે. આવી પુત્રી જે કુટુંબમાં પ્રાપ્ત થાય તે કુટુંબનાં પણ અહો-ભાગ્યજ ગણાય. આ કોટિમાં મોરબી નીવાસી સદ્દગત વિશ્વનાથ જેશંકર ઓઝા ઉર્ફે કાબા ઓઝા ગણાય. તેઓના વડીલો ચાર પેઢીથી મોરબી રાજ્યમાં રાજ્યના કોઠારી તરીકે સારૂ માન મેળવી, પ્રજામાં પણ માન પામ્યા હતા. અને શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં તો તે આગેવાન ગૃહસ્થ ગણાતા હતા. તેમનાં પત્નિ પ્રેમકુંવર હતાં. આ સૌભાગી દંપતિને ત્યાં સૌ. હરકુંવરનો જન્મ સં. ૧૯૨૭ માં થયો છે. તેમના બંધુ શ્રીમાન રેવાશંકર ઓઝા આજે એ મોરબી રાજ્યમાં રાણી સાહેબના કારભારી તરીકે રાજ્ય સેવા કરી પોતાના વડીલોને પગલે રાજા પ્રજાને આકર્ષિ રહ્યા છે. સૌ. હરકુંવરના જન્મ પછી તેમના શુભ પગલે કુટંબની વિશિષ્ટતા વધતી ગઇ છે. એ જમાનામાં પુત્રીઓને કેળવણી આપવાનો પ્રચાર વિશેષ ન હોવાથી સૌ. હરકુંવરને નિશાળની કેળવણી બહુ ઓછી મળી છે; પરંતુ નિશાળની કેળવણી કરતાં સંસ્કારી ગૃહની કેળવણી ઉત્તમ મનાય છે. એવી રીતે સૌ. હરકુંવરને સંસ્કારી માતાપિતાની કેળવણી ઉત્તમ પ્રકારે મળવા પામી છે.

તેનું પ્રત્યક્ષ પ્રમાણ તેમના ભાવી જીવનમાં ઓતપ્રોત થાય છે. ૧૩ વર્ષની વયે એટલે સં. ૧૯૪૦ માં સૌ. હરકુંવરનાં લગ્ન અંજાર નિવાસી શ્રી. લાલજી રેવાશંકર ઓઝા સાથે થયાં અને સૌ. હરકુંવરે ૧૩ વર્ષ સુધીમાં માતાપિતાથી મેળવેલી કેળવણીનો અને પોતાના પૂર્વ-સંસ્કૃત સદ્‌ગુણનો ભાગ્યોદય કરવા શ્વસુરગૃહે પ્રયાણ કરી દાંપત્ય જીવનની શરૂઆત કરી. બીડાએલી કુસુમકળીઓ ધીમે ધીમે ખીલતાં પોતાનાં આકર્ષિક સૌરભને પ્રસરાવી ઉત્તમતા દર્શાવે છે તેમ સૌ. હરકુંવરે પોતાના ગૃહજીવનને ઉત્તમ સદ્‌ગુણોવડે ખીલવી કૌટુંબિક પ્રેમ સંપાદન કરવાને અને ભાવી જીવન આદર્શમય બનાવવાને પૂર્વપ્રેરિત શુભ સંસ્કારો ખિલવવા માંડયા; અને શકુંતલાને સાસરે વિદાય કરતાં કણ્વ રૂષિએ આપેલો આદર્શમય ઉપદેશ ગૃહજીવનમાં સફળ બનાવવાને અન્ય સ્ત્રી સમાજને બોધક બનતાં ગયાં. જેમ જેમ સમય મળતો ગયો તેમ તેમ પોતાની રહેણીકરણી, સેવાભાવના અને સમાનતાના મહાન ગુણે ગૃહ જીવનને દિપવ્યું. સાસુસસરાની આજ્ઞામાં રહી કુટુંબનો ભાગ્યોદય સાધવામાં સાધનભુત બન્યાં. પતિને સદ્‌ગુણી સ્ત્રી મળવી જેમ અહોભાગ્ય મનાય છે તેમ સ્ત્રીને સદ્‌ગુણી પતિ મળવો એ પણ અહોભાગ્યજ ગણાય છે. તેમાંએ પતિ અને પત્નિના સમન્વય સદ્‌ગુણોએ દાંપત્ય જીવન પરમ સુખમય બને છે એ નિર્વિવાદ છે. સૌ. હરકુવર જેવાં સદ્‌ગુણી અને સદ્‌ભાગી છે. તેવા શ્રી. લાલજી

ઓઝા પણ સદ્‌ગુણી અને સદ્‌ભાગી છે. એટલે બન્નેના સમન્વય સદ્‌ગુણોનો યોગ થતાં દાંપત્યજીવન વધારે સુખી બન્યું અને ક્રમશઃ ભાવી ભાગ્ય પણ ખીલ્યું. સંપ, ધર્મ-ભાવના, અને કૌટુંબિક પ્રેમ હોય ત્યાં ભાગ્યરેખા આપોઆપ ખીલે છે એ નિઃશંક છે. શ્રી. લાલજી ઓઝાના વડિલો ભોટા ઓઝા પાટણથી અંજારમાં આવી વસેલા. તેઓ ભોટાણી કુટુંબના નામથી જાણીતા થયેલા છે. તેમના વડિલો ધીરધારનો તેમજ ગરાસ ગિરવી રાખવાનો ધંધો કરતા હોઈ રાજ્યમાં અને પ્રજામાં સારો માન મરતબો ધરાવતા હતા. શ્રી. લાલજી ઓઝાએ પણ એ સમયમાં શિક્ષણનો અભાવ હોવાથી સામાન્ય શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. પરંતુ કાર્યકુશળતા અને કર્તવ્યપરાયણતાથી પોતાનું ભાગ્ય ખીલવ્યું છે. તેમાંએ ધર્મ સંસ્કૃતિ, સંતસમાગમ અને સેવા ભાવનાએ પોતાના જીવનને આદર્શમય બનાવ્યુ છે. સોનું અને સુગંધની એકતા સંભવિ શકિત નથી છતાંએ પ્રારબ્ધશાળી આ દંપતિ જીવનના શુભ સંસ્કારે આમ જનોને આકર્ષ્યાં છે. શ્રી. લાલજી ઓઝા શરૂઆતમાં રાજ્યના મોદીખાનાનું કામ પોતાના પિતાની માફક કરતા હતા પરંતુ સાહસિકવૃત્તિએ તેમને આગળ ધકેલ્યા અને કચ્છ છોડી બંગાળ જેવા વિશાળ દેશમાં વસવાટ કરવા પ્રેર્યા. તે વખતનું તેમનું પ્રયાણ બંગાળને પોતાનું વતન બનાવવાનો શુભયોગ સુચવતો હોય અને બંગાળમાં જ વસી પોતાના જીવનની ખીલવણીથી ભાગ્યની ખીલવણી

ખીલવી નામના મેળવવા સુચક હોય તેવું આજે પ્રત્યક્ષ થાય છે. સાહસિક મનુષ્યો જ આગળ વધી શકે છે. તે દૃષ્ટાંત શ્રી. લાલજી ઓઝાના જીવનમાં પ્રત્યક્ષ થાય છે. પરંતુ પતિની ભાગ્યરેખા ખિલવવામાં પત્નિનો પ્રભાવ આદરણીય છે એ સિદ્ધાંત સૌ. હરકુંવરના ગૃહજીવનથી સાબિત થાય છે. **गृहिणी गृहमुच्यते** એટલે સ્ત્રી એ ઘર કહેવાય છે. એ કહેવત સત્ય છે. પતિને ગૃહવ્યવસ્થાની બિલકુલ ચિંતા ન હોય તો પતિ ભાગ્ય ખિલવવાને સમર્થ બને છે. **अविनय दुर्मेधानि धन्यानां गृहे कलत्राणि** આ સૂત્રાનુસાર વિનયમાં જ જે પોતાની સુબુધ્ધિનો ઉપયોગ કરે છે એવી સ્ત્રીથી ગૃહસંસાર ધન્ય બને છે. આવા ગૃહપતિઓ દરેક રીતે આગળ વધી શકે છે એટલું જ નહિ પરંતુ સુસન્તતિ પ્રાપ્ત કરી શકે છે. ધર્મભાવનામાંથી ધર્મ ક્રિયા ઉદ્ભવે એ પ્રમાણે સાત્વિક વૃત્તિના અહોભાગ્ય દંપતિની સંતતિ પણ અહોભાગ્ય અને સાત્વિકજ ઉત્પન્ન થાય એનું પ્રત્યક્ષ પ્રમાણ સૌ. હરકુંવર અને શ્રી. લાલજી ઓઝાના દંપતિ જીવનનું છે.

સંતના સમાગમથી જ્ઞાન દિપિકા પ્રકાશે છે. ચન્દ્રના પ્રકાશથી ચંદ્રિકા ખીલે છે. સૂર્યના પ્રકાશથી જગત પોષાય છે. એ ન્યાયે સતપુત્રની ઉત્પત્તિથી કુટુંબ, જ્ઞાતિ અને જન્મભુમિને ગૌરવાંકિત બનાવાય છે. એ દૃષ્ટાંત શ્રી. લાલજી ઓઝાના ગૃહજીવનમાં પ્રત્યક્ષ થાય છે. સં. ૧૯૪૬ ના

જેઠ સુદ-૧૦ ના રોજ સૌ. હરકુંવરને પુત્રરત્ન પ્રાપ્ત થયું છે. જેનું નામ અમૃતલાલ પાડવામાં આવ્યું છે. અમૃત જેમ શાંતિ પ્રાધાન્ય છે એવાજ અમૃતલાલભાઈના ગુણો તેમના જીવનમાં શાંતિ પ્રાધાન્ય પ્રત્યક્ષ થાય છે. આવા પુરૂષો ઉત્પન્ન થવા એ મહાન પુણ્યનો પ્રભાવ છે. જગતમાં કહેવાય છે કે:—

**पित्रं न तापयति नैव मलंप्रशूरतेनक्षिणो**
**स्नेहं न सहरति नैव गुणाति ।**
**द्रव्यावसानसमये चलतां न धत्ते**
**सत्पुत्र एव कुलसद्मनिकोऽपिदीपः ॥**

આવા સદ્‌ગુણશાળી પુરૂષોથી (પુત્રોથી) કુળ દીપે છે અને તેથી તેને કુળદીપક કહે છે. શ્રી. અમૃતલાલભાઈના જન્મ પછી સૌ. હરકુવરનો અને તેમના કુટુંબનો ભાગ્યોદય ક્રમશઃ ખીલતો ગયો. વહેપારમાં, વિનયમાં, ધર્મપરાયણતામાં, અને પારમાર્થિક કાર્યોમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. તેઓ આજે પોતાની કાર્યદક્ષતાઓ દેશવિદેશની મુસાફરીના અનુભવે, પ્રજાકિય, સામાજીક, વ્યાપારીક અને રાજકીય પ્રવર્તિઓમાં માનપાન સાથે આગળ વધતા જન્મભુમિને, પોતાની જ્ઞાતિને અને સારાયે દેશને આકર્ષિ રહેલ છે. આજે શ્રી. લાલજી ઓઝા અને સૌ. હરકુવર પોતાનાં વૃદ્ધજીવનો માનસિક વાનપ્રસ્થાશ્રમમાં વિતાવતાં હોઈ માનવજીવનનો અનેરો લ્હાવો લઈ રહ્યા છે. અને પોતાના ગૃહસંસારને સુખરૂપ માની આદર્શ ગૃહજીવન વ્યતિત કરી રહ્યાં છે. કવિઓ કહે છે તે પ્રમાણે-

सूर्यश्चन्द्रोघनो वृक्षो नदी गावश्च सज्जनः
एते परोपकारायवि धात्रैव विनिर्मितः ॥
गुणाः सर्वत्र पुज्यन्ते दूरेऽपि वसतां सताम् ।
केतकिगन्धामाघ्रातु स्वयंगच्छन्तिषट्पदाः॥

એટલે સૂર્ય, ચંદ્ર, મેઘ, નદી, ગાયો તથા સજ્જન મનુષ્યો એ બધાં પરોપકારને માટે નિર્મેલાં છે. કેવડાની સુગંધી લેવા ભમરાઓ દૂરથી આકર્ષાય છે તેમ સજ્જન મનુષ્યોના ગુણો દૂર રહેવા છતાં પણ આદરને પાત્ર બને છે. આ પ્રમાણે શ્રી. અમૃતલાલભાઇ સર્વત્ર આદર મેળવવા સુભાગી નીવડયા છે.

सानन्दं सुधनंसुताश्च सुधियः कान्ता मनोहारिणि
सन्मित्रंसदनं स्वयोषितिमतिराज्ञावराः सेवकाः ।
आतिथ्यंसुरपुजनं प्रतिदिनं मिष्टान्न पानंगृहे
साधोःसंग मुपासते च सततंधन्योगृहन्थाश्रमः ॥

**અર્થાત્**—જે ઘરમાં હમેશા આનંદ હોય, લક્ષ્મીનો વાસ હોય, બુદ્ધિમાન છોકરાઓ હોય, તથા સુલક્ષણી સ્ત્રી હોય સારા મિત્રનો રોજ સમાગમ હોય, પોતાની સ્ત્રી પર પૂર્ણપ્રીતિ હોય, તથા આજ્ઞાધારી નોકર વર્ગ હોય, જે ઘેર હંમેશાં પરોણાઓની પરોણાગત થતી હોય, જ્યા દેવપૂજા થતી હોય, રોજ મિષ્ટાન્ન અને સાધુઓનો સમાગમ થતો હોય તેવા ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

આવા ગૃહસંસારને અનુભવિઓ સ્વર્ગથી પણ શ્રેષ્ઠ માને એમાં નવાઇ નથી. આવા સદ્‌ભાગી કુટુંબના પ્રાધાન્ય સદ્‌ભાગી સૌ. હરકુંવરના નિર્મળ અને અનુકરણીય જીવનને; પતિતપાવની ગંગામૈયાના મહાપંડિત જગન્નાથપ્રણિત ગુણાનુવાદ 'ગંગાલહરી'ના સમશ્લોકી ભાષાન્તર સાથે જોડવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. જેઓ સૌ. હરકુંવરના સમાગમમાં આવ્યા છે તેઓ એકેક અવાજે તેમના વિનયભર્યા આદર્શમય જીવનની પ્રસંશા કર્યા વગર રહ્યા નથી. અંતમાં સૌ. હરકુંવર પોતાના આદર્શમય જીવનને; દિર્ઘાયુષ્ય ભોગવી વધારે અનુકરણીય બને એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

---

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના

**કૃપા હોય જગનાથની. ઇચ્છિત કાર્ય સધાય,**
**ભવસાગર ભયભીત પણ, સહેજે પાર પમાય.**

જગતનિયંતા જગદિશની કૃપા વડે દુર્લભમાં દુર્લભ કાર્યો પણ સાધ્ય થઇ શકે છે. જ્ઞાનીઓ કહે છે તેમ મહાન ભયંકર દુષ્કર એવો આ ભવસાગર પણ ઇશ્વરની કૃપા વડે પાર પામી શકાય છે. પરંતુ જેમ મહાસાગર તરવાનું સાધન નાવ છે, તેમ ભવસાગર તરવાનું સાધન માનવ દેહ છે. માનવ દેહે પ્રભુ કૃપા મેળવી સદ્કર્મ અને ધર્મ પરાયણતાએ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, અને જ્ઞાનથી મુક્તિ મેળવી શકાય છે. તેથીજ માનવદેહને ઉત્તમ કહ્યો છે. મહાન સંત રામદાસે દાસબોધમાં માનવ દેહની સ્તુતિ આ મહાન હેતુએજ કરેલી છે. શાસ્ત્રો પણ પોકારી પોકારીને કહે છે કે માનવદેહ વગર આત્મસિદ્ધિ મેળવી શકાતી નથી. તેથીજ દેવતાઓ પણ માનવદેહને ઇચ્છે છે.

**ઇચ્છે માનવ દેહને સુર ગણો, જે શાન્તિમાં વીચરે,**
**ન્હોયે સ્વપ્ન કદીય સ્વર્ગ ભુવને, કૈવલ્ય, પ્રાપ્તિ કરે;**
**એવો આ મનુષા ગણાય સહુથી, સૃષ્ટિમહીં શ્રેષ્ઠ જે,**
**સદ્કર્મે મન કેળવી દિપતા, જ્ઞાની મહાભાગ એ.**

આ ગંગા લહેરીની ઉત્પત્તિ અને પંડિત જગનાથનું સામર્થ્ય પ્રભુ કૃપાનું ફળ ગણાય, પંડિત જગનાથનું ચરિત્ર અને પ્રથમાવૃત્તિનું પ્રાસંગિક વિવેચન જે પાછળ આપવામાં આવ્યું છે તે વાંચવાથી વાંચકોને ઉપરોક્ત કથનની પ્રતિતિ થયા વગર રહેશે નહીં. પંડિત જગન્નાથના ચરિત્ર ઉપરથી એ પણ ખાત્રી થશે કે મનુષ્ય દેહે અશક્ય મનાતા કાર્યો

પણ શક્ય બનાવી શકાય છે. જ્ઞાનીઓ એવા કર્તવ્ય પરાયણ વીરોનેજ ધન્યવાદ આપે છે, કહ્યું છે કે-

**કહેવું તો ઘણું સહેલ છે, પણ કરવું મુશ્કેલ;**
**ધન્ય! ધન્ય! એ વીરને, કરે પ્રતિજ્ઞા પહેલ.**

પંડિત જગન્નાથે ગંગાના નીરને બાવનમે પગથીએ ચઢાવવાની શ્રદ્ધા પૂર્વક કરેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી જે અદ્વિતિય દૃષ્ટાંત જગતને આપ્યું છે તે જનતાને હૃદય પ્રેરક છે. ઉત્સાહ પોષક છે, આ ગંગા લહરીનું પઠન પાઠન દૈવી કૃપા, અપૂર્વ શ્રદ્ધા અને આત્મબળની વૃદ્ધિ કરનાર છે, અને તેથીજ તે વંદનીય છે. તેની પ્રથમાવૃત્તિ ખલાસ થવાથી આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે, તે પણ એક ઇશ્વરીકૃપાનુંજ અનેરૂં ફળ ગણાય. અને તે માટે જગતનિયંતા જગદિશ્વરનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. પુસ્તક પ્રસિદ્ધિમાં ગંગાસ્વરૂપ સૌ. કુંવરબાની સહાયતા અને તેમનાં સુપુત્ર શ્રીયુત અમૃતલાલ ભાઇની ઉદારતા પણ પ્રભુ કૃપાની પ્રસાદી રૂપજ છે. હું તો અજ્ઞાની પામર જીવ છું. જ્ઞાની અને વિદ્વાન હોવાનો દાવો મેં કદી કર્યો નથી અને કરી શકું તેમ પણ નથી. છતાં મારે હાથે જે કાંઇ આવા શુભ કાર્યો થાય છે તે પરમ કૃપાળુ પરમાત્માની અનેરી કૃપાજ માનું છું.

છેવટે પ્રુફો સુધારવામાં શ્રીયુત શાસ્ત્રીજી કમળાશંકર પ્રાણશંકર શર્મા ત્રિવેદી, પોપટલાલ રામચંદ શાહ અને વૈદરાજ ડાહ્યાભાઈ નાથાલાલ પાઠકે મને જે સહાયતા આપી છે તે માટે તેમનો અત્રે ઉપકાર માનવો એ મારી ફરજ છે, અંતમાં વાંચકવર્ગ હંસવૃત્તિએ પાણી ત્યાગી દુધ ગ્રહણ કરશે એજ નમ્ર વિનંતિ.

દુર્ગાષ્ટમી સંવત ૧૯૯૫ — જન સેવક—**પ્રેમી.**

# પ્રથમાવૃત્તિનું પ્રાસંગિક વિવેચન

સૃષ્ટિસૌન્દર્યના અવનવા બનાવો જ્યારે દષ્ટિગોચર થાય છે ત્યારે કુદરતની અનુપમ શક્તિનું ભાન થાય છે. કુદરત એટલે કર્મથી અબાધિત અનુપમ શક્તિ. આ આર્યાવૃત્ત પ્રદેશ કુદરતની અનેરી લીલાથી ભરપુર છે. આર્યાવૃત્ત જેમ ધર્મ પ્રધાન દેશ છે તેમ કર્મ પ્રધાન અને શક્તિપ્રધાન દેશ છે. અનેક દૃષ્ટિએ લખાએલો આર્યાવૃત્તનો ઇતિહાસ તેની શાખ પુરે છે. આર્યાવૃત્તનાં દૈવી મહાનપુરૂષોએ ભાખેલાં ધર્મસુત્રો તેની નિશાની છે. ધર્મસ્થાનો પ્રત્યક્ષ પ્રમાણ છે. તીર્થસ્થાનો તેનું ગૌરવ છે. આ ગૌરવનો અગાધ મહિમા આજે કળિકાળ જેવા ગણાએલા વિષમ સમયમા પણ અનુભવાય છે. આ ગંગાલહરી અને તેના કર્તા પંડિત જગન્નાથ આજે જગતને નવુ ભાન કરાવી રહ્યા છે. હિંદુસ્તાનના અનેક ધર્મો અને અનેક વાડાઓને બાજુએ મુકીએ તોપણ ભારતમૈયાના ભૂતકાળના પ્રાતઃસ્મરણીય પ્રસંગો વર્તમાન સમયને જાગૃત બનાવી રહ્યા છે. પુણ્યવતી ભારતમૈયાનો મહાન્ પુરૂષ તરીકે ગણાએલો એક એક સંતાન ભારતનું સાર્વભૌમત્વ ભાવિપટમાં ચિતરી ગએલ છે. ભારતનો વર્તમાન ઇતિહાસ ભૂતકાળના ઇતિહાસને તાજો કરે છે. પંડિત જગન્નાથ અને ગંગાલહરીનો સત્તરમી સદીના ઇતિહાસ વર્તમાન ઇતિહાસને ગૌરવ બક્ષે છે.

એતો સિદ્ધ થઇ ચૂક્યું છે કે સેંકડો વર્ષો પૂર્વે જ્ઞાતિભેદ નહોતો. ધર્મભેદ નહોતો, સંપ્રદાય ભેદ નહોતો સામાજીક ભેદ નહોતો, ભારતની પુણ્યવતી સંસ્કૃતિ આજે અનેક પરમાણુઓમાં પરિણત બનેલી છે. શ્રદ્ધાને સ્થાને શંકા, એકતાને નામે અનેકતા, પવિત્રતાને નામે પાખંડ, ધર્મને નામે અધર્મ અને ઉન્નતિને નામે અવનતિ પ્રસરાવી રહેલ છે. ભારતનું પ્રાચીન ગૌરવ શિથિલતા પામ્યું છે, સ્વાતંત્ર્ય પરાધીનતા ભોગવે છે. પાશ્ચાત્ય સુધારક સંસ્કૃતિ, વિશ્વમાં વિજયવંત બનેલી પુણ્યવંત પૂર્વ સંસ્કૃતિનો પરાભવ કરવાના પગરણો શરૂ કરી ચુકેલ છે. આવી વિષમ પરિસ્થિતિમાં આ ગંગાલહરીનું લઘુ પુસ્તક તેનું રહસ્ય જોતાં પ્રાતઃકાળના સુર્યરશ્મિની રોશની સમા નિદ્રાવશ જગતને જાગૃત બનાવે છે, ધર્મ ઉપરની અશ્રધ્ધાને દૂર કરે છે અને તીર્થના હાત્મ્યને પ્રત્યક્ષ કરે છે.

આ ગંગાલહરીનો પ્રાદુર્ભાવ સત્તરમા સદીના મધ્યકાળમાં એટલે લગભગ પોણા ત્રણસો વર્ષ ઉપર થએલો છે. ગંગા એટલે હિંદુધર્મના પ્રાધાન્ય પુસ્તકોમાં ગણાએલું મહાન્ તીર્થ છે. કાશીવિશ્વનાથનું દર્શન અને ગંગાનું સ્નાન જે મનુષ્યે કરેલું નથી તેનો જન્મ અફળ છે. હિંદુસ્તાનમાં તીર્થો અનેક છે; ધર્મતીર્થોએ ઘણા છે. સર્વની ઉત્પત્તિ અમુક અમુક કારણોને લઇને જ થએલી છે અને તે કારણથી તેની મહત્તા ગણાય છે. ગંગાનું બીજું નામ ભાગીરથી છે.

વળી તે સુરધુનિ એટલે દેવનદી પણ કહેવાય છે. ભાગવતમાં આપેલી આખ્યાયિકા પ્રમાણે સગર રાજાના ૬૦,૦૦૦પુત્રોનો ઉદ્ધાર કરવા માટે તેના વંશજ ભગીરથ રાજાએ મહાન્ તપશ્ચર્યા કરી દેવનદી ગંગાને પૃથ્વી ઉપર પધારવા વચન મેળવ્યું. સ્વર્ગથી પડનારી ગંગાનો પ્રવાહ ઝીલી શકવા પૃથ્વીમાં કોઇ સમર્થ ન હોવાથી ભગીરથ રાજાએ પુનઃ તપશ્ચર્યા કરી મહાદેવને પ્રસન્ન કર્યા અને મહાદેવે પોતાની જટામાં ગંગાને ઝીલ્યાં. મહાદેવનું મુળ સ્થાન કૈલાસ. કૈલાસ એટલે હિમાચળ (હિમાલય) નું ઉંચામાં ઉંચું શિખર. ત્યાંથી ગંગાનો પ્રવાહ શરૂ થઇ સગર રાજાના મૃતપુત્રોને પાવન કરી આર્યાવર્તના લગભગ અર્ધ પ્રદેશમાં વિસ્તરી બંગાળના ઉપસાગરને મળે છે. આ સ્થાન ગંગાસાગરના[1] નામથી ઓળખાય છે,

---

૧ ગંગાસાગર કલકત્તા અને જગન્નાથપુરીની વચ્ચે આવે છે, ત્યાં અગાધ પાણી છે. હરહંમેશ તે ઉપર સંખ્યાબંધ સ્ટીમરો અને વહાણો આવજા કરે છે છતાં દરસાલ મકરસંક્રાંતિએ ત્રણ દિવસ સુધી ગંગાસાગરની વચ્ચેનું પાણી દૂર સમુદ્રમાં જાય છે અને ત્યાં ત્રણ દિવસ સુધી અમુક ભાગમાં જમીન ખુલ્લી થાય છે. ત્યાં એક શંકરનું શિવાલય છે. તેના દર્શનાર્થે હજારો લોકો આવે છે, ત્રણ દિવસ સુધી ત્યાં રહે છે અને ચોથે દિવસે તમામ યાત્રિકો રવાના થયા બાદ જળપ્રવાહ પૂર્વવત્ સમુદ્રમય બને છે. મકરસંક્રાંતિએ આ પ્રમાણે જાત્રા ભરાય છે. આ પણ એક દૈવી શકિતનો પ્રાદુર્ભાવ છે.

ભગીરથ રાજાના પ્રયત્નથી ગંગા પૃથ્વી ઉપર આવ્યાં તેથી તેનું નામ ભાગીરથી પડયું છે. સ્વર્ગમાંથી ઉતર્યાં માટે સુરધુનિ કહેવાય છે. આ રીતે ગંગાની ઉત્પત્તિ જેમ દૈવી શકિતનું અનુપમ ભાન કરાવે છે તેમ જગન્નાથ પડિતને પાવન કર્યાનો પ્રસંગ તેના પ્રભાવનું અનુપમ ભાન કરાવે છે. આ પુસ્તકમાં આપણે પંડિતરાજ જગન્નાથના ચરિત્રમાં જોઇ ગયા તે પ્રમાણે યવનની શાહજાદી સાથે લગન કર્યાથી જ્ઞાતિનો બહિષ્કાર થએલો અને તેને પાવન કરવા [1]મણિકર્ણિકાના ઘાટ ઉપર ગંગાપ્રવાહની સપાટીથી બાવનમે પગથીયે બેસી પંડિતરાજ જગન્નાથ ગંગાની સ્તુતિ કરે છે અને એક એક શ્લોકની સાથે ગંગાનો જળપ્રવાહ એક એક પગથીઉં ચઢતો જાય છે અને બાવનમે શ્લોકે બાવનમે પગથીએ બેઠેલા પંડિતરાજને નવરાવી પાવન કરે છે.

આ પ્રમાણે ગંગાનો મહિમા અવર્ણનીય બને છે. આ સમયે પંડિતજીએ સ્તવેલા બાવન શ્લોકો તેજ આ ગંગાલહરી. આ વાતને જ્યાં સુધી અસત્ય નથી મનાતી

---

૧ ગંગા કિનારે કાશી શહેર લગભગ પાંચ કોશ સુધી વિસ્તરાએલું છે. તે વિસ્તારમાં ઘણા ઘાટો બંધાએલા છે; જેમાં મણિકર્ણિકાનો ઘાટ સૌથી સુંદર અને વિશાળ છે. મુખ્ય સ્થાન તથા શ્રાદ્ધક્રીયાનો મહિમા અત્રેજ છે. આ ઘાટ લગભગ મધ્યમાં આવેલો છે અને તે કરોડો રૂપિયાને ખર્ચે બંધાવેલો છે.

ત્યાં સુધી આ અદ્દભુત પ્રસંગ ગંગાતીર્થનો મહિમા પતિત પાવની તરીકે સિધ્ધ કરે છે. આજકાલના કેટલાએક અશ્રધ્ધાળુ અને સુધારક લોકો તીર્થયાત્રામાં શું સિધ્ધિ છે? એવા પ્રશ્નો પુછે છે તેનો આ ગંગાલહરી અને જગન્નાથનો બનાવ સપ્રમાણ ઉત્તર રૂપે છે.

ગંગા એ નદી રૂપે હોવા છતાં મૂર્તિમંત છે એમ પણ કહેવાય છે. મહાભારતમાં કહ્યું છે કે ગંગા મનુષ્ય દેહે શંતનુ રાજાનાં પત્ની હતાં. ભારતના ભડવીર ગણાએલા નૈષ્ઠિક બ્રહ્મચારી ભીષ્મ તેના પુત્ર હતા. શંતનુ સાથે લગ્ન કર્યા પછી કરાર પ્રમાણે ગંગાએ સાતપુત્રોને ગંગાના પ્રવાહમાં ફેંકી દીધા. આઠમા પુત્ર ભીષ્મને ફેંકવા જતાં શંતનુ રાજાએ રોકયાં અને તેજ વખતે કરાર પ્રમાણે તેઓ શંતનુ રાજાનો ત્યાગ કરી મૂળ સ્વરૂપમાં મળી ગયાં. આ આખ્યાયિકા પણ દૈવિ શકિતના પ્રભાવ રૂપ છે. અમુક અમુક સંયોગોમાં ભકતોના ઉધ્ધારાર્થે ભિન્ન ભિન્ન દેવતાઓએ ભિન્ન ભિન્ન સ્વરૂપો ગ્રહણ કરેલા ધર્મ કથાઓમાં આપણે વાંચીએ છીએ.

શાપિત થએલા આઠ વસુઓના ઉધ્ધારાર્થે ગંગાએ શંતનુ સાથે લગ્ન કર્યાં હતાં એમ મહાભારતમાં કહેલું છે. બાકી તો દેવ સ્વરૂપે તે શીવના દ્વિતીય પત્નિ ગણાય છે.

ગંગાના પ્રભાવની બીજી વાતો અત્રે કહેવી જરૂરની છે. કાઠિયાવાડમાં કોડીનાર પાસે 'ગાંગો' નામે અત્યંજ ભગત થઇ ગયો છે. તેનું નિવાસસ્થાન ગાંગા ભગતની

શાળાના નામે ઓળખાય છે. એક વખત કેટલાક માણસોનો સંઘ ભગતને ગામે થઇને ગંગાની યાત્રાએ જતો હતો. તેના આગેવાનને ભગતે ચુંદડી અને મોડીઓ આપ્યો અને જણાવ્યું કે "આ મારી ભેટ ગંગામાને હાથોહાથ આપજો" આ કથનથી બધા આશ્ચર્ય પામ્યા; પરંતુ ભગતની ભકિત ઉપર સૌને શ્રદ્ધા હતી તેથી ચુંદડી મોડિયો લીધાં. સંઘ ગંગાજીએ પહોંચ્યો. બધાંએ સ્નાન ભેટાદિ ક્રિયાઓ કરી અને છેલ્લે સંઘવીએ ગંગામૈયાને ઉદ્દેશીને કહ્યું કે હે ગંગામૈયા ગાંગા ભગતની આ ભેટ હાથોહાથ લ્યો. તુર્તજ જળપ્રવાહમાંથી હાથ ઉંચો થયો અને ચુંદડી મોડિયો લીધાં. આ કથા સોરઠમાં પ્રચલિત છે.[1] એક મિત્ર પાસેથી એવી વાત સાંભળી હતી કે મધ્ય હિંદુસ્તાનમાં એક ગામમાં એક ભગત ગંગાનો પરમ ઉપાસક હતો. અમુક દિવસે તે કાચનો ખાલી સીસો મધ્યમાં રાખી અમુક સત્સંગીઓની સાથે મળી ભકિતભાવથી ગંગાપુજન કરતો અને આખી રાત જાગરણ કરતો. સીસામાંથી આપોઆપ ગંગાનું પાણી પ્રગટ થતું અને ઉભરાઇ જતાં તેનું પાન હાજર મનુષ્યો કરતાં.[2]

---

૧ આ મુખકથા જાણીતા લેખક શ્રીયુત કેશવજી વિશ્વનાથ ત્રિવેદીએ કહેલી છે.

૨ આ હકીકત પરતવાડા નિવાસી પંડિત રામેશ્વરજીએ કહેલી છે અને આ બનાવ તેમણે નજરોનજર જોયો છે તેમ પણ કહ્યું છે.

જુનાગઢમાં બાદશાહી દરબારમાં નાગાજણ અને રાજદે બે ચારણ ભાઇઓ સારૂં માન મેળવી રહ્યા હતા એક સમયે મુલ્લાંએ બાંગ પોકારતાં નાગાજણ હસી પડયે અને તેમ કરવાનું કારણ પાદશાહે પુછતાં નાગાજણે જણાવ્યું કે નામવર ખુદાની બાંગ આમ ન પોકારાય, બાંગ પોકારતાં તો અશ્વો મોંમાનાં ઘાસનાં તરણાં મુકી દે, ધાવત બાળકો સ્તન છોડે અને વહેતાં પાણી સ્થંભી જાય. પાદશાહે પુછયું કે આવી બાંગ પોકારનાર કોઇ છે? નાગાજણે રાજદેનું નામ દીધું. રાજદેએ ઘણી આનાકાની કરી પણ પાદશાહની હઠ પાસે તેનું કાંઇ ચાલ્યું નહિ. આખર મોતને પ્રસંગ ઉભો થયેલો જાણી પોતાનું ચારણી સત બતાવવ રાજદેએ પાદશાહની સન્મુખ અથાગ લોક સમુહની વચ્ચે મસીદના ત્રણસેં પગથિયાના મિનારા ઉપર ચઢી પેટમ કટારો ખોસી પછેડીની ભેટ બાંધેલી સ્થિતિએ બુલંદ અવાજે **અલ્લાહુ અકબ્બર**ની બાંગ પોકારી. તુર્તજ વહેત પાણીના પ્રવાહ સ્થંભી ગયા, ધાવતાં બાળકો છુટયાં ગર્ભણીના ગાભ પડયા અને અશ્વોએ મોંમાંહેનાં ઘાસન તરણાં મુકી દીધાં, ગગનમંડળ ગાજી ઉઠયું. પાદશાહ વિસ્મય પામ્યો, લોકસમૂહ દિંગ બની ગયો. રાજદેએ પોતાનો અંત કાળ નજીક જાણી ગંગાથી પાવન થવા ગંગાની સ્તુતિ રૂપે નીચેના દુહા લલકાર્યા.

કાયા લાગો કાટ શીકલીગર સુધરે નહિ,<br>
નિરમળ હોય નિરાટ ભેટયા તવ ભાગીરથી.

ગંગાજળ ગટકેહ નર લટકે લીધો નહિ,
ભવસાગર ભટકેહ ભુત હુવા ભાગીરથી.
ગંગાદ્વારે જાય, ગંગોદિક પાણી પીવે.
માનવીયાંની માંય, ભાગ્ય વડાં ભાગીરથી.
ઉઘાડે જઇને ઉંડો જળમાં આંખ્યું જે,
તેનો વંશ તેડે, વૈકુંઠ મૂંકે વણારસી.
પાગે જો તળીયું પડે જાનદવી દશ જાતે
(એને) પરીયું પીંગલું કરે વાસર ઢોળે વણારસી
જાતલના અઘ જાય, જાતલને જુંવાતલ તણાં
પાણી પણગાં માંય, થે વૈકુંઠ વણારસી.
હાથે જળ હિલ્લોળ, માથે લઈ મંજન કરે,
પામે વૈકુંઠ પ્રોળ, ભેટતાં ભાગીરથી.
આવીને અહત્ર તરો ઘસે કટકો જો ઘાટ
ખેંચે હીંડોળા ખાટ, વૈકુંઠ પરીયું વણારસી.
પ્રાણી દેહ પડે ગંગાજળ નામે ગળે,
ચટ વૈમાન ચડે, વૈકુંઠ જાય વણારસી.
હેકણ કટકો હાડરો જો ગંગા ત્રટ જાય,
(તો) માનવીયાં કુળમાંય, ભૂત ન થે ભાગીરથી.
ઉપર ઉતરીયાં પંખી તે પાવન થયાં,
માંહી મંજન કીયાં, ભૂત ન સરજે ભાગીરથી
ભાગીરથરે ભાગ્ય, ગરવરસેં આઇ ગંગા,
નરલોક, સૂરલોક, નાગ, તારેવા ત્રણે ભવન.
પાસે મર ઉભો પિતા, હર સારીખો હોય,
(પણ)મા વણ મરીએ તોય તું વેગણીગે વણારસી.

માડો આયો માત, તેં ભેગો ઇ જ તારીયો,
પડિયો રે, શું પાય, ભારો થઇ ભાગીરથી.

આ દોહા બોલતાંની સાથે મિનારાના પત્થરો ખળભળ્યા પૃથ્વીમાંથી ગંગાનો ધોધ છુટયો અને છેલ્લા પગથીએ ઉભેલા રાજદેને સ્નાન કરાવ્યું. રાજદેએ પેટમાંથી કટાર કાઢી મસ્તક કાપ્યું અને ગંગામાં હંમેશને માટે સમાયો. આ પછી એ રાજદે પીર થયો અને પંકાયો. કહેવાય છે કે શંકરની દેરી અને મસીદ પણ આજે ત્યાં કાયમ છે.[1]

આ વાતોને સત્ય માનીએ તો ગંગાનો અગાધ મહિમા જીવનની ક્ષુદ્રતાનો નાશ કરે છે. ગંગા પ્રદેશ એટલો રમણિય અને પવિત્ર છે કે તે પ્રદેશમાં પ્રવેશ કરતાં મનોવૃત્તિ શાંત અને સાત્વિક બને છે.

અત્રે એક બીજીવાત જણાવવી ખાસ જરૂરની છે. આજકાલ શુદ્ધિનો પ્રશ્ન ચર્ચાઇ રહેલો છે. એ ચર્ચાને પુષ્ટિ આપનાર પંડિત જગન્નાથનું દૃષ્ટાંત છે. એક યવની સાથે લગન કર્યા પછી જ્ઞાતિનો બહિષ્કાર પામી ગંગામૈયાના પ્રતાપે પુનઃ જ્ઞાતિનો સત્કાર મેળવે છે. યવનપત્ની અને સંતાનો પણ સત્કારાય છે. આ પ્રમાણે હાલના રૂઢિપૂજકો લક્ષમાં લે તો દિવસે દિવસે હિંદુકોમની થતીજતી અધોગતિ બંધ થવા પામે. ઉચ્છેદકારક રૂઢિઓનો ઉલ્લેખ કરવો એ અત્રે અનુચિત છે, પરંતુ એટલું તો ઇચ્છીશું કે રૂઢિ એ ધર્મ નથી ફક્ત વ્યવહાર છે; અને તે સગવડતા માટે છે. અનાવશ્યક રૂઢિઓમાં ફેરફાર કરવો અવશ્ય જરૂરનો છે.

---

૧ સૌરાષ્ટની રસધાર ભા. ૪ માંની 'ભાગીરથી'ની કથા

પંડિત જગન્નાથનું ચરિત્ર ભિન્ન ભિન્ન દષ્ટિએ ઘણા પુસ્તકોમાં લખાએલું છે; તેમજ લોક કથા તરીકે પણ પ્રચલિત છે. આ બધામાં યવન કન્યા સાથેના લગ્ન સત્ય હકીકત તરીકે જણાવવામાં આવ્યા છે. આ હકીકતને જ્યાં સુધી પ્રમાણસહ જુઠી ઠરાવવામાં આવે નહીં ત્યાં સુધી તેને સત્ય તરીકે સ્વીકારવાની ફરજ પડે છે.

સમશ્લોકી ભાષાંતર કરવામાં ઘણે સ્થળે આખા શ્લોકનો અર્થ લક્ષમાં લઇ ગુજરાતી શ્લોકો બનાવવામાં આવ્યા છે; તેમજ કોઈ સ્થળે ભૂલ થવા સંભવ છે તો તે વિદ્વાન વાંચકો દરગુજર કરશે એવી આશા છે.

પંડિતરાજ જગન્નાથનું ચરિત્ર લખવામાં તેમજ પ્રાસંગિક વિવેચન લખવામાં સાક્ષરવર્ય દિ. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તથા પાટણ નિવાસી કોવિદ્‌ભુષણ શાસ્ત્રી શ્રી. મણીશંકર મગનલાલ અયાચિ અને જાણીતા લેખક શ્રીયુત્ કેશવજી વિશ્વનાથ ત્રિવેદીએ અગત્યની કેટલીક હકીકતો પુરી પાડી છે તે માટે તેઓ સર્વેનો અત્રે આભાર માનું છું.

વસંતપંચમી
સંવત ૧૯૮૬ } પ્રેમી



# પંડિતરાજ જગન્નાથનો સંક્ષિપ્ત પરિચય.

આ ગંગાલહરીના કર્તા પણ્ડિતરાજ જગન્નાથના જીવનવૃત્તાંત વિષે ભિન્ન ભિન્ન વાતો જાણવામાં આવી છે. તેમાં કેટલીક લોકવદન્તી રૂપે છે; અને કેટલીક તેમના પોતાના ગ્રન્થોમાંથી પ્રમાણભુત છે. રસગંગાધર નામનો જે પંડિતરાજનો મુખ્ય ગ્રન્થ છે અને જે કાવ્યમાળાના બારમા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થએલો છે, તેનો સંશોધક જયપુર રાજ્યાશ્રિત પંડિત દુર્ગાપ્રસાદ વ્રજલાલ તથા મુમ્બાપુર નિવાસી પંડિત કાશીનાથ પાંડુરંગ એઓએ આ સંબંધમાં વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે.

સંસ્કૃત પંડિતોમાં પંડિતરાજ જગન્નાથ પ્રથમ પંકિતનું માન ધરાવે છે. તેમનું પદલાલિત્ય, રસાલંકાર, અર્થગાંભીર્ય અને શબ્દરચના આકર્ષક છે. આ ગંગા-લહરી જો કે માત્ર ગંગાની સ્તુતિરૂપે હોઈ લઘુ ગ્રંથ છે તોપણ તે વાંચવાથી પંડિતરાજની અદ્ભુત કાવ્યશક્તિનું ભાન થાય છે.

પંડિતરાજ જગન્નાથનો જન્મ કઈ સાલમાં અને કયા સ્થળમાં થયો તે હજુ સુધી જાણવામાં આવેલ નથી; પરંતુ તેઓના વડિલ તેમજ તેમના ગુરૂ કાશીમાં વસતા હતા અને પંડિતજીએ પણ બાલ્યાવસ્થામાં કાશીમાં રહી શાસ્ત્રોનો અભ્યાસ કરેલો છે એ વાત નિર્વિવાદ થઈ ચૂકી છે.

પંડિતરાજ જગન્નાથના પિતાનું નામ પેરૂભટ્ટ[1] અથવા પેરમભટ્ટ હતું. તથા માતાનું નામ લક્ષ્મીબાઈ હતું. તેઓ વેગિનાડ[2] કુલોત્પન્ન હતા.

પંડિતરાજના પિતા પણ મહાન્ વિદ્વાન હતા, તેમની પાસે તેમજ શેષ વીરેશ્વર નામના ગુરૂ પાસે અને અન્ય વિદ્વાનો પાસે પંડિતરાજ જગન્નાથે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તરૂણાવસ્થાની શરૂઆતમાં તો એક મહાન્ પંડિત તરીકે તેમણે નામના મેળવી હતી.

આ સમયે દિલ્હીની ગાદી ઉપર શહેનશાહ શાહ-જહાન રાજ્ય કરતા હતા. તેઓ જેમ પૂર્ણ વૈભવશાળી હતા તેમ વિદ્વાનોના પણ શોખીન હતા. તેમની પાસે નવાબ આસફખાન નામે એક સરદાર હતા. તેમના ઉપર પાદશાહની ઘણી પ્રીતિ હતી. પ્રસંગોપાત આસફખાન અને પંડિતરાજ જગન્નાથને પ્રીતિ થઈ અને તેને લઇને પાદશાહની હજુરમાં પંડિત જગન્નાથને આવવાનું નિમંત્રણ થયું.* પંડિતોની સભામાં પંડિતરાજ જગન્નાથે

---

૧ જગન્નાથ પંડિતરાજના બનાવેલા **प्राणाभरणम्** નામના પુસ્તકની સમાપ્તિમાં આ નામ આવે છે.

૨ ભામિની વિલાસને અંતે **श्रीमदखिलान्ध्रवेगि-नाडिकुलावतंस**' એમ પંડિતરાજે પોતે લખેલું છે.

* પાદશાહના દરબારમાં પંડિતજીનો પ્રવેશ થવાંના સંબંધમાં એમ પણ કહેવાય છે કે તૈલંગ દેશમાંથી પંડિત

પોતાની વિદ્વતા દર્શાવી અને શહેનશાહનો પ્રેમ સંપાદન કર્યો. પાદશાહ પંડિતરાજ ઉપર એટલો બધો આકર્ષાયો કે તેમને પોતાની તહેનાતમાં રાખ્યા. આ પાદશાહના આશ્રય તળે પંડિતરાજે પોતાની યુવાવસ્થા અનેક પ્રકારનાં રાજ્ય વૈભવમાં પુરી કરી. અને અનેક પુસ્તકો લખ્યાં. આસફખાન ઉપર પંડિતજીને અગાધ પ્રીતિ હતી તેથી કરીને પંડિતજીએ આ પ્રીતિના પરિણામરૂપે आसफविलासम् નામે ગ્રન્થ લખ્યો છે. આ ગ્રન્થની શરૂઆતમાં પંડિતરાજે લખ્યું છે કેઃ—

**अथ सकललोकविस्तारविस्तारितमहोपकारपरम्पराधीनमानसेन प्रतिदिनमुद्यदनवद्यगद्यपद्याद्यनेकविद्याविद्योतितान्तः करणः कविभिरुपास्यमानेन कृतयुगीकृतकलिकालेन कुमतितृणजालसमाच्छादितवेदवनमार्गविलोकनाय समुद्दीपित-**

---

જગન્નાથ જયપુરમાં આવ્યા અને ત્યાં સંસ્કૃત પાઠશાળા સ્થાપી. થોડા સમયબાદ દિલ્હીના પાદશાહના દરબારમાં રહેતો વિદ્વાનોમાં મુખ્ય ગણાતો કાજી જયપુરમાં આવેલો અને પંડિતજી સાથે વાદવિવાદ કરતાં પંડિતજીની વિદ્વતા જોઈ તે બહુ ખુશ થએલો. તેણે પંડિતજીના સિદ્ધાંતનો તથા પુસ્તકોનો અભ્યાસ કર્યો. તેમજ પાદશાહના દરબારમાં પંડિતજીની પ્રશંસા કરી. આથી પાદશાહે પંડિતજીને દિલ્હી આવવા નિમંત્રણ કર્યું. પંડિતજી પાદશાહના દરબારમાં આવ્યા અને પોતાની વિદ્વતાથી શ્રેષ્ઠ પદ મેળવ્યું.

सुतर्कदहनज्वालाजालेन मूर्तिमतेव नव्वाबासफ-खानमनःप्रसादेन द्विजकुलसेवाहेवाकिवाङ्मनः-कायेन माथुरकुलसमुद्रेन्दुना रायमुकुन्देनादिष्टेन सार्वभौम श्रीशाहजहांप्रसादादधिगतपण्डितराजपद-वीविराजितेन तैलङ्गकुलावतंसेन पण्डितजग-न्नाथेनासफविलासाख्येयमाख्यायिका निरमीयत। सेयमनुग्रहेण सहृदयानामनुदिनमुल्लासिता भवतात्।
(આમાં પ્રથમ આસફખાનના ગુણોનું વર્ણન આપ્યું છે અને તેની મહેરબાની વડે શાહજહાન પાદશાહના દરબા-રમાં પોતાનો પગ પેસારો થઇ પાદશાહની પ્રીતિ તથા પંડિતપદ પ્રાપ્ત થયાનું જણાવેલું છે.)

પંડિતરાજે કઇ કન્યા સાથે લગ્ન કર્યું અને તેને કેટલી સંતતિ થઇ તથા ઉત્તરાવસ્થા તેમણે કયા સ્થળમાં ગાળી એ સબંધી હજુ ચોકકસ નિર્ણય થઇ શકયો નથી. પંડિતજી પોતેજ ભામિની વિલાસના અંતમાં લખે છે કે

शास्त्राण्याकलितानि नित्यविधयः सर्वेऽपि संभाविता
दिल्लीवल्लभपाणिपल्लवतले नीतं नवीनं वयः ।
सम्प्रत्युज्झितमासनं मधुपुरीमध्ये हरिःसेव्यते
सर्वपंडितराजराजितिलकेनाकारि लोकाधिकम् ॥

અર્થાત્–શાસ્ત્રનો અભ્યાસ કર્યો, નિત્યવિધિ બધા પાળ્યા તથા દિલ્હીના પાદશાહના હાથ નીચે જુવાની ગાળી અને હાલ એ સઘળું છોડી દઇ મથુરાજીમાં આવી હરિનું

સેવન કરવા માંડયું. એવી રીતે પંડિતરાજ જગન્નાથે સઘળું આ લોકથી ન બની શકે તેવું કર્યું.[1]

**संप्रत्यन्धकशासनस्य नगरे तत्वं परं चिन्त्यते ।**

અર્થાત્ કે 'કાશીમાં હાલમાં પરમ તત્વનું ચિંતવન કરે છે.[2]

ગંગાલહરીના ગુજરાતી ભાષાંતરમાં આપેલી હકીકત ઉપરથી પંડિતજીએ વૃદ્ધાવસ્થા કાશીપુરીમાંમાં પુરી કરી હોય તેમ જણાય છે.[1] પંડિતજીની પત્નીનું તથા પુત્રનું અવ-

---

૧ દ્વારકા પુસ્તક પ્રસારક મંડળી તરફથી પ્રસિદ્ધ થએલ ભામિનીવિલાસનું ગુજરાતી ભાષાંતર.

૨ રસગંગાધરના સંશોધકે દર્શાવેલું ભામિનીવિલાસના સંસ્કૃત પુસ્તકનું અવતરણ ભામિનીવિલાસના અનેક પુસ્તકો જુદા જુદા વિદ્વાનો તરફથી બહાર પડયાં છે' સાંભળવા પ્રમાણે તેનું અંગ્રેજી ભાષાંતર પણ થયું છે, આ બધામાં થોડો ઘણો ફેરફાર હોય એમ જણાય છે. કારણ કે અમારી પાસે 'નિર્ણયસાગર પ્રેસ'ની સંસ્કૃત આવૃત્તિ છે. તેમાં પ્રથમ **अन्योक्तुल्लास** છે તેમાં ૧૦૧ શ્લોક છે; **श्रृङ्गारोल्लास** ના ૧૦૨ શ્લોક છે; **करुणविलास** માં ૧૯ શ્લોક છે, અને **शान्तविलास** માં ૩૨ શ્લોક છે; જયારે દ્વારકા પુસ્તક પ્રસારક મંડળી તરફથી બહાર પડેલી આવૃત્તિમાં **प्रस्ताविक** નામના પ્રથમ વિલાસમાં ૧૨૬ શ્લોક છે; **श्रृंगारविलास** માં ૧૦૨ શ્લોક છે. **करुणविलास**

સાન પોતાની હયાતીમાં થયું હોય એવું કેટલાક અનુમાને છે. કારણ કે રસગંગાધરના સંશોધક આ વાતને પુષ્ટિ આપે છે, અને ભામિનીવિલાસનો ત્રીજો કરૂણ વિલાસ પત્નીના અવસાન પછી લખાયો હોય એવું અનુમાન કરે છે. પુત્રના અવસાન માટે તો રસગંગાધરના કરૂણ પ્રકરણમાં નીચેનો શ્લોક આપેલો છે.

**'अपहाय सकलबान्धवचिन्तामुद्वास्य गुरुकुलप्रणयम् ।**
**हा तनय विनयशालिन्कथमिव परलोकपथिकोऽभूः॥'**

અર્થાત્ કે સકલ બન્ધુજનોની ચિન્તા ત્યજી દઇને અને વડીલોના પ્રેમને છોડીને હે વિનયશાળી પુત્ર, તું કેમ પરલોકનો પ્રવાસી થયો ?

પંડિતજીના લગ્ન સંબંધી એવી એક આખ્યાયિકા છે કે પંડિતજી શહેનશાહ શાહજહાનની હજુરમાં તેના કૃપાપાત્ર બની રહ્યા પછી પોતાની વિદ્વતા અને બુદ્ધિમત્તાથી તેઓ શહેનશાહના સહવાસમાંજ ઘણો સમય રહેતા હતા. જેમ શહેનશાહને શેતરંજ રમવાનો શોખ હતો તેમ જગન્નાથ પંડિત પણ શેતરંજ સારી રીતે ખેલી જાણતા હતા,

---

માં ૧૮ શ્લોક છે, અને **શાન્તવિલાસ** માં ૪૬ શ્લોક છે. વળી રસગંગાધરના સંશોધકે પોતાની ટીકામાં આપેલા ભામિનીવિલાસના કેટલાક અવતરણો આ બંને આવૃત્તિમાં જોવામાં આવતા નથી.

૧ હરજીવન લક્ષ્મીરામ કૃત ગંગાલહરીનું ગુજરાતી ભાષાંતર

એક સમયે પાદશાહ તથા પંડિત શેતરંજ ખેલતા હતા. તે અરસામાં પાદશાહને પાણી પીવાની તરસ લાગી, અને તેથી તેમણે પોતાની તરૂણ શાહજાદી પાસે પાણી મંગાવ્યું. શાહજાદી જે અતિ સ્વરૂપવાન હતી, મુગ્ધાવસ્થામાં પ્રવેશેલી હતી, તે સુવર્ણ કળશમાં પાણી લાવી પાદશાહ પાસે મુકી પાછી ચાલી ગઇ. આ વખતે જગન્નાથ પંડિત તથા શાહજાદીની દૃષ્ટિ એક થઈ હતી અને પરસ્પર આકર્ષાએ હતી. તે વખતે પાદશાહે જગન્નાથ પંડિતને ઉદ્દેશીને કહ્યું કે 'તમે શીઘ્ર કવિ છો, મહાન્ વિદ્વાન છો, તેથી આ મારી કન્યા ઉપર કવિતા બનાવો.' પંડિતજીએ તુરતજ શ્લોક બનાવ્યા અને પાદશાહને સંભળાવ્યા.

**इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा**
**कुसुंभारुणं चारु चेलं दधाना**
**समस्तस्य लोकस्य चेतः प्रवृत्तिम्**
**गृहित्वा घटेन्यस्य यातेवभाति ॥**

લઇ સુસ્તની મસ્તકે કુંભ કન્યા,
કુસુંબી સુવસ્ત્ર દીસે ચારૂ તન્યા;
હરી લોક સર્વસ્વની ચિત્તવૃત્તિ,
ભરીને ઘડામાં જતી આ દીસન્તી.

આવા સુંદર ઉપમાલંકારવાળી કવિતા સાંભળીને પાદશાહ ઘણો ખુશ થયો અને પંડિતરાજને ઇચ્છા પ્રમાણે વચન માગવા કહ્યું. પંડિતરાજની દષ્ટિ એ કન્યા ઉપર

પડેલી અને તેની સુંદરતામાં આકર્ષાએલા તેથી તુરતજ તેમણે પાદશાહને જણાવ્યું કે:—

**न याचे गजालिं न वा वाजिराजिम्**
**न वित्तेषु चित्तं मदीयं कदापि ।**
**इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा**
**लवंगी कुरंगी दृगंगी करोतु ॥**

**यवनी नवनीतकोमलांगी शयनीये**
**यदि नीयते कदाचित् ।**
**अवनीतलमेव साधु मन्ये**
**नवनी माधवनी विनोदहेतुः ॥**

નથી માગતો હાથી કે અશ્વ ટોળાં,
ન ઇચ્છું કદી વિત્તનાં થોક બહોળાં;
ઇચ્છું સુસ્તની મસ્તકે કુંભ બાળા,
*લવંગી કુરંગી ગ્રહે કંઠમાળા.

યવની નિત આ સુકોમલાંગી,
શયને પ્રાપ્ત કવચિત જો થશે,
અવનીતલ દીલ હું માનું છું,
વરિષ્ઠ ઇંદ્રાપૂરીનો વિનોદ એ.

આ શ્લોકો રસગંગાધરમાં સંશોધક પાઠાંગ ફેરઆપે છે.

**यवनी रमणी विपदः शमनी,**
**कमनीयतमा नवनीतसमा ।**

---

*શાહજાદીનું નામ જણાય છે.

उहि ऊहित्रचोऽमृतपूर्णमुखी
स सुखी जगतीह यदङ्कगता ॥

યવની રમણી વિપત્તિહારિણી, કામનીયતમાં અવનવી સમી,
મૃદુભાષી મુખી પૂર્ણ ચંદ્રિકા, સુખીએ જગતે બિરાજી અંકમાં

આ શ્લોકો જગન્નાથ પંડિતના બનાવેલા હશે. એમ મનાય છે, પરન્તુ તેમના પુસ્તકોના સંગ્રહમાં ક્યાંઇ પણ જોવામાં આવતા નથી,

આ માગણી સાંભળીને પાદશાહ વિસ્મય પામ્યો; પરંતુ વચનથી બંધાએલો હોઇ પંડિતની માગણીને તિરસ્કારી શકયો નહિં પણ પંડિતજી બ્રાહ્મણ હોવાથી જો તે તેમની સાથે ખાણું ખાય તો પોતાની કન્યા આપવા કબુલ કર્યું. પંડિતજીએ સુંદર રૂપવાળી આ નવયૌવના કન્યા મેળવવાને માટે ભવિષ્યમાં ઉભી થનારી નાત જાત સબંધીની આપત્તિઓને દૂર મુકી પાદશાહ સાથે :ખાણું ખાવા હા કહી.

કુદરતાધીન બનવાનું હોય તેજ બને છે, આ ન્યાય પ્રમાણે જેમ શાહજાદીને જોતાં પંડિતરાજને મોહ થયો હતો તેમ પંડિતરાજને જોતાં શાહજાદીના હૃદયમાં પણ પંડિતજીને મેળવવાની ભાવના ઉત્પન્ન થઇ હતી. તે વાત તેણે તેની માને સંભળાવી અને જો તે પંડિતજી સાથે પોતાના લગ્ન નહી કરશે તો અન્ન જળનો ત્યાગ કરશે તેમ પણ કહ્યું. બેગમ વિમાસણમાં પડી પણ જ્યારે પાદશાહે

પોતે ઉપરોક્ત બીના બેગમને કહી ત્યારે બેગમે પણ શાહજાદીની પ્રતિજ્ઞાની વાત પાદશાહને કહી, આ રીતે પરસ્પર થએલી માગણીથી પાદશાહ તથા બેગમ આ બંનેના લગ્નને ઇશ્વરી સંકેત સમજ્યાં અને મોટી ધામધૂમથી જગન્નાથ પંડિત તથા શાહજાદી લવંગીના લગ્ન કર્યાં.+

ત્યારબાદ જગન્નાથ પંડિતે શહેનશાહના આશ્રય નીચે લવંગીની સાથે પૂર્ણ પ્રેમમાં યુવાવસ્થા પૂર્ણ કરી, આ સમય દરમિયાન તેમને સંતતિ પણ થઈ. યવન કન્યા લવંગી પૂર્વ ભવની સંસ્કારી હોઇ પંડિતજીના સમાગમમાં રહ્યા પછી તેણે હિંદુ ધર્મના શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, અને એક વિદ્વાન પંડિતા તરીકે પ્રખ્યાતિ મેળવી. બ્રાહ્મણજ્ઞાતિમાં તેમજ અન્ય જ્ઞાતિઓમાં તો પંડિતજી યવન કન્યા સાથે લગ્ન કર્યો પછી બહિષ્કાર મેળવી ચૂકયા હતા; છતાં રાજ્યમાનના પ્રભાવે તેઓ પોતાનો જીવન વ્યવહાર આનંદમાં વીતાવતા હતા.

---

×રસગંગાધરના સંશોધકે આ હકીકત લખતાં જે યવન કન્યા સાથે પંડિતજીએ લગ્ન સબંધ બાંધ્યો હતો તે શાહજહાંનનીજ શાહજાદી છે એમ જણાવ્યું નથી. તેમજ તેનું નામ લવંગી છે તેમ પણ ઉલ્લેખ કર્યો નથી. વળી મોગલ શહેનશાહતના ઇતિહાસમાં અગર તો ભારતના અન્ય ઇતિહાસમાં આ વાત સ્પષ્ટ થતી નથી, રસગંગાધરના સંશોધક તો આ હકીકતને ગપગોળા સમાનજ માને છે.

વૃદ્ધાવસ્થા થતાં પંડિતજીએ પોતાની યવન પત્ની તેમજ પુત્રાદિક સહિત સ્વવતન કાશીમાં જઈ રહેવા પ્રયાણ કર્યું. તેઓ ફરતા ફરતા કાશી આવ્યા, બ્રહ્મજ્ઞાતિમાં બહિષ્કાર પામેલા પંડિતજીને કાશીમાં ઉભવાનું સ્થાન ન હોતું. તેમની વિદ્વતાની તેઓ પોતાના દેશમાં જેવું અપૂર્વ માન મેળવવા પામ્યા હતા; તેટલો તિરસ્કાર યવન કન્યા સાથેના લગ્ન પછી મેળવ્યો હતો. આ સ્થિતિમાં કાશીમાં જઈ ગંગાકિનારે મણિકર્ણિકાના ઘાટ ઉપર તેઓ સહ કુટુંબ રાત્રિએ સુતા હતા. પ્રાતઃકાળમાં સ્નાનાર્થે આવતા પંડિતોએ આ દૃશ્ય જોયું. આપ્પા દીક્ષિત નામના પંડિતે ગંગા સ્નાન કરી ઘર તરફ જતાં સૂર્યોદય થવા છતાં નિદ્રા વશ થએલા આ કુટુંબનું દૃશ્ય જોયુ. તેઓ હૃદયમાં છંછેડાયા અને નજીક જઇ પંડિતજીના ધોળા થએલ વાળનું નિરક્ષણ કરી તુરતજ બોલ્યા કેઃ—

**किं निःशंकं शेषे शेषे वयसि त्वमागते मृत्यौ।**

અર્થાત્—કે તું પોતાના બાકી રહેલા વયમાં મૃત્યુ પાસે આવેલું છે તો પણ નિઃશંકપણે અહીં કેમ ઉંઘે છે?

જગન્નાથ પંડિતે મ્હોં ઉઘાડ્યું. દીક્ષિતે પંડિતજીને ઓળખ્યા અને કહ્યું કેઃ—

**अथवासुखंशयीथानिकटे जागर्तिजान्हवीभवतः॥**

ભાઇ પંડિતરાજ તું છું કે! ત્યારે તો બેફીકર સુઇ રહે, કારણ કે તારે વાસ્તે ભાગીરથી સર્વદા જાગૃત છે.

આમ કહી દીક્ષિત ચાલ્યા ગયા. પંડિતજીનું હૃદય આ બીનાથી ઘણું ખિન્ન થયું. તેમણે પોતાની જ્ઞાતિવાળાઓને પોતાને જ્ઞાતિમાં લેવા વિનંતિ કરી. પંડિતજીની વિદ્વતાથી આકર્ષાએલા ઘણા વિદ્વાન બ્રાહ્મણો તેમને જ્ઞાતિમાં લેવા તત્પર થયા. પરંતુ પંડિતજીની માગણી પોતાના કુટુંબસહ જ્ઞાતિમાં લેવાની હોવાથી જ્ઞાતિ અગ્રેસરો તે સ્વીકારી શકયા નહી. તેથી પંડિતજીએ ગંગા કિનારે રહી તપશ્ચર્યા કરવાનું શરૂ કર્યું. કેટલાક દિવસો બાદ જ્ઞાતિ બંધુઓ ત્યાં એકત્ર થયા અને પંડિતજીને કુટુંબ સહિત જ્ઞાતિમાં લેવા ચર્ચા કરવા લાગ્યા. અંતમાં એવો નિશ્ચય થયો કે જો ગંગા મૈયા પંડિતજીને અને તેમના કુટુંબને મણિકર્ણિકાના ઘાટના બાવનમા પગથીએ આવી પોતાના જળથી સ્નાન કરાવી પાવન કરે તો જ્ઞાતિમાં લેવા હરકત નથી. પંડિતજીને ગંગા ઉપર શ્રદ્ધા અને પ્રેમ હતો, તેથી તેમણે તે વાત સ્વીકારી. જ્ઞાતિબંધુઓ અને અન્ય વિદ્વાન વિપ્રમંડળની મેદની વચ્ચે પંડિતજી મણિકર્ણિકાના ઘાટના ગંગાના જળથી મુક્ત ગણીને બાવનમા પગથીએ બેઠા અને ગંગાજીની સ્તુતિ કરવા લાગ્યા.

એક એક શ્લોકની સાથે એક એક પગથીયું ગંગાનો પ્રવાહ વધ્યો અને બાવનમે શ્લોકે બાવનમાં પગથીએ બેઠેલા પંડિતજીને ગંગાએ પોતાના પ્રવાહથી સ્નાન કરાવી પાવન કર્યા. ત્રેપનમે પગથીએ બેઠેલી તેમની યવન પત્ની

તથા પુત્રાદિકને પણ યવન પત્નીની સ્તુતિથી પાવન કર્યાં. જગન્નાથનો અને ગંગાનો આ પ્રભાવ જોઇ સહુ વિસ્મય પામ્યા અને ગંગાની તથા જગન્નાથની સ્તુતિ કરવા લાગ્યા. આ રીતે જગન્નાથ પંડિતે પોતાની વિદ્વતા અને ભક્તિથી જ્ઞાતિનો આદર મેળવ્યો.

જગન્નાથ પંડિતનો જન્મ સોળમી સદીના અંતમાં અથવા તો સત્તરમી સદીની શરૂઆતમાં થએલો હોવો જોઇએ. મોગલ શહેનશાહતના ઇતિહાસમાં શાહજહાં પાદશાહ ઇ. સ. ૧૬૨૮માં ગાદીએ બેઠેલો છે. ઇ. સ. ૧૬૫૮ માં તે ઔરંગઝેબના પ્રપંચથી પદભ્રષ્ટ થએલો છે અને ઇ. સ. ૧૬૬૬માં તેનું મૃત્યુ થએલું છે. એટલે શાહજાદાનના આશ્રય નીચે રહેલ પંડિતરાજ શહેનશાહના રાજ્યામલમાં યુવાવસ્થાએ હોવા જોઇએ. વળી શહેનશાહના મોટા પુત્ર દારાની સાથે પણ પંડિતરાજને સારો સબંધ હતો. આસફખાન વગેરે તેના મિત્રો હતા. આથી માની શકાય કે શહેનશાહ શાહજહાનના સમય પ્રમાણે પંડિત જગન્નાથરાય સત્તરમી સદીની શરૂઆતથી તે સદીના મધ્યકાળ સુધી થઇ ગયેલા હોવા જોઇએ. શાહજહાનની પડતીના દિવસોમાં તેમણે દિલ્હી છોડી કાશી તરફ પ્રયાણ કરેલું હોવું જોઇએ અને ઉત્તરાવસ્થા પણ ત્યાંજ પૂર્ણ કરેલી હોવી જોઇએ. વળી એમ પણ કહેવાય છે કે પંડિતરાજે ગંગા ઉપરના પોતાના સ્નેહ અને ભક્તિભાવને લીધે આખરે ગંગામાંજ ઝંપલાવી ગંગાનેજ શરણે અક્ષરધામ

પ્રાપ્ત કર્યું છે. પોતે લગ્ન કરેલી યવન પત્ની અથવા તો તેમના પુત્રોનું પાછળથી શું થયું તે સબંધી હજુ સુધી કાંઈ પણ હકિકત પ્રાપ્ત થઇ શકી નથી.

પંડિત જગન્નાથરાયે ઘણાં પુસ્તકો લખ્યાં છે; તેમાં ખાસ કરીને રસગંગાધર, ભામિનીવિલાસ અને ગંગાલહરી વધારે પ્રચલિત છે, બીજાં પુસ્તકો પૈકી કેટલાક છપાએલાં છે અને કેટલાક અપ્રસિદ્ધ છે. ઉપરના ત્રણ પુસ્તકો સિવાય પંડિતજીએ બનાવેલા નીચેના પુસ્તકો જાણવામાં આવ્યા છે. અમૃતલહરી, આસફવિલાસ, કરૂણાલહરી, ચિત્રમીમાંસાખંડન, જગદાભરણ, પ્રાણાભરણ, મનોરમાકુચમર્દન, યમુનાવર્ણન, લક્ષ્મીલહરી અને સુધાલહરી. જેમાંના કેટલાક કાવ્યમાળા તરફથી પ્રસિદ્ધ થયેલાંછે.

પંડિત જગન્નાથરાય સિવાય બીજા પણ તેમના નામ ધારી જગન્નાથ પંડિતો થઇ ગયા છે. સત્તરમી સદીના અંતમાં જયપુરમાં મહારાષ્ટ્રદેશસ્થ બ્રાહ્મણ જગન્નાથ પંડિત થઇ ગએલા છે. તેમણે સિદ્ધાંતસમ્રાટ, સિદ્ધાંતકૌસ્તુભ, યુકલીડના ગ્રીક ભાષામાં લખાએલા રેખાગણિતનું સંસ્કૃત ભાષાંતર વગેરે પુસ્તકો લખ્યાં છે. આ પંડિતના વંશજો હાલમાં જયપુરની બ્રહ્મપુરીમાં રહે છે તેમ કહેવાય છે.

૧ તાંજોર નિવાસી પંડિત જગન્નાથે અશ્વધાટી, રતિમન્મથ, વસુમતિપરિણય વગેરે પુસ્તકો લખેલાં છે.

૨ રેખાગણિતના કર્તા સમ્રાટ જગન્નાથ છે.

૩ વિવાદભંગાર્ણવકર્તા જગન્નાથતર્કપંચાનન.

૪ અતંદ્રચંદ્રિકનાટકકર્તા જગન્નાથમૈથિલ.

૫ અનંગવિજયભાણકર્તા શ્રી નિવાસસુનુર્જગન્નાથ પંડિત.

૬ સભાતરંગકર્તા જગન્નાથમિશ્ર.

૭ અદ્વૈતામૃદેત્તકર્તા જગન્નાથસરસ્વતી.

૮ સમુદાયપ્રકરણકર્તા જગન્નાથસુરી.

૯ શરભરાજવિલાસકર્તા જગન્નાથ

૧૦ જ્ઞાનવિલાસકાવ્યકર્તા નારાયણદૈવજ્ઞસુનુર્જગન્નાથ

૧૧ અનુભોગકલ્પતરૂકર્તા જગન્નાથ.

આ પ્રમાણે ઘણા જગન્નાથો થઇ ગયા છે. પરંતુ આ બધામાં આ ગંગાલહરીના કર્તા જગન્નાથ અગ્રસ્થાને છે.



# તત્વબોધક દોહરા.

પૂર્વ પૂણ્યથી આ મળ્યો, દુર્લભ મનુષા દેહ;
કાળ ઝડપશે પલકમાં, લેશ નહિં સંદેહ.
આત્મજ્ઞાનથી ઓળખો, અંતરમાં અવિનાશ,
બ્રહ્મસ્વરૂપે લય થતાં, બનશે બ્રહ્મપ્રકાશ.
રેંટ સદા ફરતો ફરે, ભરેલ જળ ઠલવાય;
જ્ઞાન અખૂટ કૂપ સર્વદા, મૂળ સ્વરૂપ જણાય.
કાળ ગતી વેગે વહે, કોઇથી નવ રોકાય,
સમય વિચારી હૃદયથી, ભજો ૐ નમઃ શિવાય.
ગયો વખત નહિં આવશે, કોઇ વાર ફરી હાથ,
પળ નવ વ્યર્થ વિતાવતા, ભજો હૃદય ભુતનાથ.
ફાની આ દુનિયા મહીં, થતો સર્વનો નાશ;
અંતે સાત્વિક, સત્ય એ, સદાગક છે અવિનાશ.
ઘી છે દુધના સાર રૂપ, વૃક્ષ સાર ફળ હોય;
નિર, નિર્મળતા સાર છે, અનુભવે લ્યો જોય.
જીવન સાર છે માનવી, ઇચ્છે સૂર સદાય;
મુક્તિ મેળવવાતણું, સાધન શ્રેષ્ઠ જણાય.
ભવસાગર તરવાતણું, ભક્તિ છે શુભ નાવ;
જો ભૂલ્યા આ જીવનમાં, ફરી નવ મળશે દાવ.
કલ્યાણક આ મંત્ર છે, શ્રી ૐ નમઃ શિવાય;
ભજો હૃદયમાં ભાવથી, શ્વાસોશ્વાસ સદાય.
દયા દાન ને દિનતા, મુખ્ય ધર્મનાં અંગ;
પ્રેમી પાળો પ્રેમથી, સાધો શુભ સત્સંગ.



ॐ श्री गंगाये नमः ।

# समश्लोकी गंगालहरी

---

**समृद्धं सौभाग्यं सकलवसुधायाः किमपि**
**तन्महैश्वर्यं लीलाजनितजगतः खण्डपरशोः ।**
**श्रुतीनां सर्वस्वं सुकृतमथमूर्तं सुमनसाम्**
**सुधासौंदर्यं ते सलिलमशिवं नः शमयतु ॥ १ ॥**

સમૃદ્ધિ સૌભાગ્યે, અવનિશિર શોભે પૂર કળા,
શિવૈશ્વર્યે જે છે, સકલ જગસૃષ્ટા મહ લિલા;
શ્રુતિ આત્મા રૂપે, અમરકર મૂર્તિ વિબુધ હા!
શમાવો તે સુધા, સલિલ અઘ પાપો જગતનાઃ—૧

**અર્થ**—સમૃદ્ધિ-હીરા, માણેક, મોતી, સોનું, ચાંદી, રત્નો વગેરે. સૌભાગ્યે-શોભારુપ, અભિનંદન યુક્ત, સુંદર, સૌભાગ્ય તિલકરૂપ. સર્વ સમૃદ્ધિને ધારણ કરનારી એવી આ પૃથ્વી તેનું અમુલ્ય અને બહુ શોભા આપનાર તિલકરૂપ પૂર્ણ કળા યુક્ત તારૂં જળ છે. તેમજ પોતાની લીલાથી સકળ ભુવનને ઉત્પન્ન કરનાર મહાદેવના મહાન્ ઐશ્વર્ય સમાન તથા વેદોના આત્મા રૂપ અને સર્વ દેવોના પુણ્ય કર્મની મૂર્તિ સમાન અમૃત જેવું મીઠું અને મધુરૂં અમરત્વ આપનારૂં જે આ તારૂં સુંદર જળ છે; તે હે સુધા (ગંગા), અમારાં પાપોને શમાવો—નાશ કરો. ૧.

दरिद्राणां दैन्यं दुरितमथ दुर्वासनहृदाम्
द्रुतं दूरीकुर्वन्सकृदपि गतो दृष्टिसरणिम् ।
अपि द्रागाविद्याद्रुमदलनदीक्षागुरुरिह
प्रवाहस्ते वारां श्रियमयमपारां दिशतु नः ॥ २ ॥

દરિદ્રિનાં દર્દો, દુરિત દિલ ભાવો દુરમતિ !
થતાં દૂરે જલ્દી, નજર જળપંથે તવ થતી;
દઈ દીક્ષા છેદે, ગુરૂ વિટપ અજ્ઞાન રૂપ જે,
વહેતું તું વારી, અગણિત અમોને ધન જ દે.—૨

**અર્થ**—દરિદ્રી (ગરીબ) લોકોના મહાન્ દર્દો અને અવળી મતિવાળાના હૃદયના દુષ્ટ ભાવો કદાપિ એક વખત પણ તારા જળનો પ્રવાહ દૃષ્ટિએ પડતાં તુરતમાંજ દૂર થાય છે, તેમજ અજ્ઞાનરૂપી અંધકારના વૃક્ષોનો નાશ કરનાર દિક્ષા આપનાર ગુરૂની માફક છે, તે વહેતો આ તારા જળનો પ્રવાહ અમોને અપાર ધન આપનાર થાઓ. ૨.

उदञ्चन्मार्तंडस्फुटकपटहेरंबजननी
कटाक्षव्याक्षेपक्षणजनितसंक्षोभनिवहाः ।
भवन्तु त्वंगंतो हरशिरसिगंगा तनुभुव—
स्तरङ्गाः प्रोत्तुंगा दुरितभयभङ्गाय भवताम् ॥ ३ ॥

રવિ ઉગે એવાં, કપટભર નેત્રો નજરથી,
ઉમા ભાળે ગંગા, ભયજ ક્ષણ વ્યાપ્યો હૃદયથી;
શિરે કંપુ શંભુ, દિલ ઉછળતાં ગંગ શરિરે;
તરંગો એ ભક્તો, દુરિત, ભય સૃષ્ટિ સહુ હરે—૩

અર્થ—ઉગતા સૂર્ય સમાન લાલ, અને જેમાં સ્પષ્ટ કપટ ભરેલું છે પાર્વતીનાં નેત્ર એવાં કટાક્ષને ભાળતાં જે ગંગાના સામા થયા તેથી એક ક્ષણ માત્ર હૃદયમાં જેને ઘણો ભય ઉત્પન્ન થયો છે એવા શંકરના મસ્તકમાં કાંપતા અને ઉંચા ઉછળતા શરીરથી ઉત્પન્ન થએલા તરંગો (હીણુ) તે જગતમાં તમારા ભક્ત લોકોના તાપોને અને સંસારના ભયને નાશ કરો. ૩.

तवाऽऽलंबादंब स्फुरदलघुगर्वेण सहसा
मया सर्वेऽवज्ञासरणिमथ नीताः सुरगणाः ।
इदानीमौदास्यं भजसि यदि भागीरथि तदा
निराधारो हा रोदिमि कथय केषामिह पुरः ॥४॥

અહા આશ્રે તારા, અતુલ અભિમાને જનની હે,
વિના વિચાર્યે મેં, સુરજ સહુ દુભ્યા દુઃખદ એ;
મમોદ્ધાર્થે જો તું, બની રહી ઉદાસી સમય આ,
નિરાધારો કે' હું? રડીશ દુઃખ લોકે જઇજ કયાં-૪

**અર્થ**—તારા આશ્રયથી મહાન્ ગર્વ કરીને વિચાર કર્યા વગર મેં સર્વ દેવતાઓનું અપમાન કરવાનું સાહસ કર્યું છે. એ અપરાધને લઇને હે ભાગીરથી, જો તું આ સમયે મારો ઉદ્ધાર કરવામાં ઉદાસીન વૃત્તિ રાખીને બેસી રહીશ તો હું મહાન્ દુઃખી થઇશ. કારણ કે કોઈ પણ પ્રકારના આધાર વગરનો હું મારૂં દુઃખ આ લોકમાં કોના પાસે જઇને કહીશ? તે તમેજ કહો. ૪.

स्मृतिं याता पुंसामकृतसुकृतानामपि च या
हरत्यंतस्तंद्रां तिमिरमिव चन्द्रांशुसरणिः ।
इयं सा ते मूर्तिः सकलसुरसंसेव्यसलिला
ममांतः सन्तापं त्रिविधमपि पापं च हरताम् ॥ ५ ॥

કીધાં પાપો પુર્વે, સુકૃત નવ કીધાં, જન સ્મરે,
શશિ કાંતિ પેઠે, તિમિર દિલ મૂર્તિ તુજ હરે;
સદા સેવે એવું, સલિલ સુર પ્રેમે સુરમણી,
પ્રવાહી મૂર્તિ આ, ત્રિવિધ હર જ્વાળા હૃદયની—૫

**અર્થ**—પૂર્વ જન્મમાં જે લોકોએ કંઈ પણ પુણ્ય કર્યું નથી એવા લોકો પણ તારૂં સ્મરણ કરતાં જેમ ચંદ્રની કાન્તિ અંધકારનો નાશ કરે છે તેમ તે લોકોના હૃદયમાં રહેલા અંધકારનો અને પાપનો નાશ કરે છે. સર્વ દેવતાઓએ સેવવા યોગ્ય જે આ જળના પ્રવાહરૂપ તારી મૂર્તિ મારા અંતઃકરણના સંતાપો અને કાયિક, વાચિક તથા માનસિક એવા ત્રણ પ્રકારના પાપનો નાશ કરો. ૫.

अपि प्राज्यं राज्यं तृणमिव परित्यज्य सहसा
विलोलद्वानीरं तव जननि तीरं श्रितवताम् ।
सुधातः स्वादीयः सलिलभरमातृप्तिपिबताम्
जनानामानंदः परिहसति निर्वाणपदवीम् ॥ ६ ॥

તજી પૃથ્વી સઘે, તૃણવત ગણી રાજ્ય, તટમાં,
વસે વૃક્ષો વેતસ્, શરણ તુજ રે'તાં તિરથમાં;
સુધાથી જે સ્વાદુ, સલિલ પુરતું પાન કરતાં
મહાનંદે લોકો, પરમપદ જે માર્ગ હસતા.–૬

**અર્થ**—એકદમ પૃથ્વીના પુષ્કળ રાજ્યને પણ ઘાસના તણખલા સમાન ગણી ત્યાગ કરીને વાયુવડે હાલતા નેતરના વૃક્ષો જેને વિષે વસે છે, એવા તારા તટનો આશ્રય કરીને તારા તીર્થમાં નિવાસ કરનારાઓને અમૃત સમાન મિષ્ટ સ્વાદવાળું જે તારૂં જળ તેને તૃપ્તિ થતાં સુધી પાન કરનારા મહાન્ લોકોનો આનંદ છે તે મોક્ષ પદવીનો પણ ઉપહાસ કરે છે. ૬.

**प्रभाते स्नातीनां नृपतिरमणीनां कुचतटी-**
**गतो यावन्मातर्मिलति तव तोयैर्मृगमदः ।**
**मृगास्तावद्वैमानिकशतसहस्त्रैः परिवृता**
**विशंति स्वच्छंदं विमलवपुषो नंदनवनम् ॥ ७ ॥**

ઉષા સ્નાને વારી, દિપિત વપુ રાણી સ્તન થકી,
મળંતા કસ્તુરી, પરમપદ પામે મૃગ નકી;
હશે જે યોનિમાં, પુનિત તનુ પામી સુરસુથે,
વિંટાઈ ઇચ્છાએ, ગમન કરતાં નંદનવને.–૭

**અર્થ**—પ્રભાતમાં રાજાની રમણીઓ–રાણીઓ સ્નાન કરતી વખતે તેમની છાતી ઉપરની કસ્તુરી; હે માતા, તારા જળમાં મળી જતાં, તે કસ્તુરી જે મૃગની હોય તે મૃગ ગમે તેવી અધમ યોનિમાં પૂનર્જન્મ પામ્યો હોય તો પણ તે તારા જળના સંસર્ગના પુણ્યથી તે યોનિથી મુક્ત થઈ હજારો દેવતાઓથી વિંટાઈ નિર્મળ દિવ્ય દેહ ધારણ કરેલો એવો વિમાનમાં બેસીને ઇચ્છા પ્રમાણે નંદનવન (સ્વર્ગ) માં પ્રવેશે છે. ૭.

स्मृतं सद्यः स्वांतं विरचयति शांतं सकृदपि
प्रगीतं यत्पापं झटिति भवतापं च हरति ।
इदं तद्गंगेति श्रवणरमणीयं खलुपदम्
ममप्राणप्रांतर्वदनकमलांतर्विलसतु ॥ ८ ॥

હૃદે સ્મૃતિ થાતાં, હૃદય દુઃખ કાપી સુખ કરે,
સ્મરંતા મૂખેથી, દુરિત ભવતાપો ઝટ હરે;
પ્રિયે લાગે કર્ણે, શ્રવણ પદ ગંગા પુનિત જે,
વસો હા ! પ્રાણાંતે, મુખ કમળ મારા સુભગ એ-૮

**અર્થ**—જો એકવાર પણ અંતઃકરણમાં 'ગંગા' એ બે અક્ષરનું નામ સ્મરણ કર્યું હોય છે, તો પણ તે હૃદયને શાન્તિ આપે છે. અર્થાત્ કામ, ક્રોધ, મોહ, લોભ, મત્સર એ દુઃખદાયક વિકારોને દૂર કરે છે. અને એક વખત પણ મુખ થકી ઉચ્ચાર કર્યો હોય તો તે તમામ પાપો અને સંસારના તાપ (દુઃખો) નો તુરત નાશ કરે છે. વળી કાને સાંભળવામાં પણ જે મનોહર છે, તે આ 'ગંગા' એ પદ (શબ્દ) મ્હારા મરણ સમયે મુખ કમળમાં આવીને વાસ કરો. ૮.

यदंतः खेलंता बहुलतरसंतोषभरिता
न काका नाकाधीश्वरनगरसाकांक्षमनसः ।
निवासाल्लोकानां जनिमरणशोकापहरणं
तदेतत्तेतीरं श्रमशमनधीरं भवतु नः ॥ ९ ॥

અતિ સંતોષે જે, રમણ કરતાં કાક જ તટે,
ન ઇચ્છે એ દિલે, સુરસદન સ્વર્ગે ગમનને;
નિવાસી લોકોને, નવ મરણ ને જન્મ પરવા,
થજો શક્તિવાળો, તટ તું શ્રમ એ સૃષ્ટિ હરવ

અર્થ—જે તટમાં આનંદે ખેલનારા અને અ
સંતોષથી પૂર્ણ થએલા એવા કાગડાઓ પણ ઇંદ્રના નાગ
(દેવલોકમાં) જવાની મનમાં ઇચ્છા પણ કરતા નથી.
જે તટમાં નિવાસ કરનારા લોકો જન્મમરણ રૂપ દુઃખે
મુક્ત થાય છે. તે આ તારો તટ અમારા સંસારના શ્ર
દૂર કરવા સમર્થ થાઓ. ૯.

**न यत्साक्षाद्वेदैरपि गलितभेदैरवसितं**
**न यस्मिञ्जीवानां प्रसरति मनोवागवसरः ।**
**निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो**
**विशुद्धं यत्तत्त्वं सुरतटिनि तत्वं न विषयः ॥ १० ॥**

ન જાણે જે, વેદો પદ-રહિત ભેદોવેદો કહિય હા !
પ્રવેશે ના કોઈ, રૂષિ જ મુનિ વાણી મનજ જ્યાં;
નિરાકારી નિત્યે, તિમિર જગ કાપ્યું નિજ પ્રભા,
ન કોયે એ જાણ્યું, વિમળપદ ગંગે સ્વયમ આ-૧૦

**અર્થ**—ભેદ વગરના એવા વેદો પણ સાક્ષાત્ જેનો નિશ્ચય કરી શકતા નથી. વળી જે બ્રહ્મ વિષે વ્યાસ, વાલ્મીકિ, ગૌતમ, પારાશર જેવા મહાન્ ઋષિઓના મન તથા વાણીનો પ્રવેશ થઈ શકતો નથી. તેમજ જે નિરાકાર, નિત્ય સ્વરૂપ અને પોતાના મહિમાથી જગતનો અંધકાર જેણે નાશ કર્યો છે એવા વિશુદ્ધ માયાના મળથી રહિત સ્વયંપ્રકાશ જે બ્રહ્મ છે તે હે સુરનદી (દેવરૂપ ગંગા) તુંજ છે. તેથી તું કોઈના જાણવામાં આવતી નથી. અર્થાત્ તને કોઈ બરાબર જાણી શકતું નથી. ૧૦.

महादानैर्ध्यानैर्बहुविधवितानैरपि चयं-
नलभ्यं घोराभिः सुविमलतपोराशिभिरपि ।
अचिंत्यं तद्विष्णोः पदमखिलसाधारणतया
ददाना केनासि त्वमिह तुलनीया कथय नः ॥११॥

મહા દાને, ધ્યાને, વળિ વિવિધ યજ્ઞે કરી ફળે,
ઘણાં કષ્ટે સાધ્યે, વિમલ તપરાશી નવ મળે;
અચિંત્યુ વિષ્ણુનું, પરમ પદ આપે તવ તટે,
કહો એવા ગંગા, તવ તુલન કોની સમ ઘટે ?–૧૧

અર્થ—મોટા દાનો કરવાથી, એક ચિત્તથી ધ્યાન કરવાથી, અનેક પ્રકારના યજ્ઞો કરવાથી અને મહાન્ કષ્ટ વેઠવાથી જે પ્રાપ્ત થાય છે; એવા ચોકખા તપના ઢગલા-ઓથી પણ જે મળી શકતું નથી તે અણધારેલું વિષ્ણુપદ–મોક્ષ બધાઓને સાધારણ રીતે આપનારા તમે છો, એવા હે ગંગે! તમારી તુલના કોની સાથે થઈ શકે તેમ છે તે કહો. ૧૧.

नृणामीक्षामात्रादपि परिहरंत्या भवभयं
शिवायास्ते मूर्तेः क इह महिमानं निगदतु ।
अमर्षम्लानायाः परममनुरोधं गिरिभुवो
विहाय श्रीकंठः शिरसि नियतं धारयतियाम् ॥१२॥

તમોને જોવાથી, ભય રહિત થાતાં મનુ ભવે,
કલ્યાણી મૂર્તિ કે, મહદ મહિમા કોણ જ કવે ?
ઉદાસી જે ઉમા, કરત નવ શાંતિ દિલથકી,
ધરે શિરે નિત્યે, પરમ પ્રિય ગંગે શિવ નકી–૧૨

**અર્થ**—શોક્યપણાના ભાવથી કોપાયમાન થઇ ઘણા ઉદાસી બનેલા અને ક્રોધથી ક્રોધિત બનેલા એવા પાર્વતીનાં મનનું સાન્ત્વન નહિ કરતાં મહાદેવજીએ તમોને માથા ઉપર જટામાં ધારણ કરેલા છે એવા તમારા દર્શન માત્રથી મનુષ્યોના સાંસારિક ભય નાશ કરીને તેમનું કલ્યાણ કરનારી જે તમારી મૂર્તિ તેનો મહિમા આ જગતમાં કોણ વર્ણવી શકે તેમ છે ? અર્થાત્ કોઇ નહિ. ૧૨.

विनिन्द्यान्युन्मत्तैरपि च परिहार्याणि पतितै-
रवाच्यानि व्रात्यैः सपुलकमपास्यानि पिशुनैः ।
हरन्ती लोकानामनवरतमेनांसि कियताम्
कदाप्यश्रान्ता त्वं जगति पुनरेका विजयसे ॥१३॥

અરે, ગંગા એવા, મુરખ જન નિંદા મુખ કરે,
પતિતોએ ત્યાગ્યાં, થરથરીત વ્રાત્યો પણ હરે;
અહા ! એ લોકોનાં, દુરિત હર નિત્યે સમય આ
ન થાકો હા ! કોદી, વિજયવત્ એક્કા જગત્માં–૧૩

અર્થ—જેઓ ઉન્મત્ત પુરૂષોએ પણ નિંદા કરવાને યોગ્ય છે. ( ગાંડાઓ પણ જેની નિંદા કરે છે. ) વળી પતિતોએ પણ જેને ત્યાગ્યા છે ( પતિતો માટે શાસ્ત્રમાં કોઇ પણ પ્રકારનું પ્રાયશ્ચિત્તજ કહ્યું નથી એવા મહા પાપી ) વ્રાત્યોએ પણ જેઓને રોમાંચયુક્ત થઇને મુકી દીધેલાં છે ( વાત્યોગર્ભાધાનાદિક સંસ્કાર રહિત છે એવાઓ ) એવા કેટલાએક અધમ માણસોના પાપનો હંમેશા નાશ કરનારા અને કોઇ પણ દહાડો શ્રમિત નહિં થનારા એવા હે ગંગે ! એકલા તમેજ આ જગતમાં વિજય પામેલાં છો. ૧૩.

स्खलन्ती स्वर्लोकादवनितलशोकापहृतये
जटाजूटग्रन्थौ यदसि विनिबद्धा पुरभिदा ।
अये निर्लोभानामपि मनसि लोभं जनयताम्
गुणानामेवायं तव जननि दोषः परिणतः ॥ १४ ॥

સર્યાં છો સ્વર્ગેથી, જગત જનનાં દુઃખ હરવા,
વસ્યાં જે હેતુથી, શિવજ શિર કેશે અવનવા;
નિર્લોભી એ હેતુ, પુરૂષ મનમાં લોભ કરતાં,
ગુણોના આ દોષે, પરિણુત રૂપે ઉત્પન થતાં–૧૪

**અર્થ**—લોકોનાં શોક હરણ કરવાને માટે સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર નીચે પડનારા તમે મહાદેવજીની જટામાં જે કારણથી બંધાઇ ગએલાં છો તે કારણથી એમ સમજાય છે કે નિર્લોભી પુરૂષોના મનમાં પણ લોભ ઉત્પન્ન કરનારામાં ગુણોનોજ આ દોષ હે ગંગે ! પરિણામરૂપે પામેલો છે. ૧૪.

जडानन्धान्पंगून्प्रकृतिबधिरानुक्तिविकला-
न्ग्रहग्रस्तानस्ताखिलदुरितनिस्तारसरणीन् ।
निलिंपैर्निर्मुक्तानपि च निरयातर्निपततो-
नरानंब त्रातुं त्वमिह परमं भेषजमसि ॥ १५ ॥

સીડી તું છે અંધા, અભુજ, જડ, પંગૂ, મૂક, ખલા,
ગ્રહો પીડે ગાંડા, બધિર સહુ તારે દુઃખ હરા;
ન રક્ષે જે દેવો, નરક પડતા શાસ્ત્ર વિમુખા,
અહા! તારે માતા, અમરકર છો ઔષધરૂપા-૧

**અર્થ**—જડ, અંધ, પીંગળા, બહેરા, મુંગા, ગ્રહોથી પીડાયેલ જેનાં પાપો હરવા એકેય ઉપાય નથી તેવા, દેવોથી ત્યજાએલ અને નરકમાં પડતા મનુષ્યોનો ઉદ્ધાર કરવાને હે માતા તું પરમ ઔષધિ સમાન છે. ૧૫.

**स्वभावस्वच्छानां सहजशिशिराणामयमपा-**
**मपारस्ते मातर्जयति महिमा कोऽपि जगति ॥**
**मुदायं गायन्ति द्युतलमनवद्यद्युतिभृतः**
**समासाद्यापि स्फुटपुलकसान्द्राः सगरजाः ॥१६॥**

સ્વભાવે વિશુદ્ધા, વિમળ જળ ગંગે શિત સહા !
પ્રભા ઉત્કર્ષે જે, અતુલ વિજયે તું જગ અહા !
કવે ગુણો તારા, મન મુદિત સ્વર્ગે જઈ રહ્યાં.
વિદેહી પુત્રો એ, સગર તમ સ્પર્શે સુરસમા.–૧૬

અર્થ—સ્વભાવથીજ સ્વચ્છ, સહેજ પણ મેલ વગરના અને શીતળ એવા તમારા જળનો હે માતા, એવો કોઇ પ્રભાવ ઉત્કર્ષ પામે છે કે આ તારા જળના સ્પર્શ માત્રથીજ દિવ્ય દેહ પાનનારા અને જેઓને ડીલે રોમાંચ ઉભા થએલા છે એવા સગર રાજાના પુત્રો (૬૦,૦૦૦) દેવપણાને પામ્યા છતાં પણ સ્વર્ગલોકમાં હજુ સુધી આનંદપૂર્વક એ તારા પ્રભાવનુંજ ગાયન કરે છે. ૧૬.

कृतक्षुद्रैनस्कानथ झटिति संतप्तमनशः
समुद्धर्तुं सन्ति त्रिभुवनतले तीर्थ निवहाः।
अपि प्रायश्चित्तप्रसरण पथातीतचरिता
न्नरानूरीकर्तुं त्वमिव जननि त्वं विजयसे ॥१७॥

જનો પશ્ચાત્તાપે, પતિત અભક્ષાભક્ષ કરતાં,
બહુ તીર્થો એવાં, ત્રિભુવનમહીં તુર્ત તરતાં;
નથી એકે રસ્તો, દુરિત દૂર થાવા કુ જનને,
તમો જેવાં જાણ્યાં, પુનિતકર ગંગેજ તમને. ૧૭

અર્થ—ન ખાવા જેવી સામાન્ય ચીજો જેવી કે લસણ ડુંગળી વગેરે ખાઇને નાના નાના પાપો કરનારા, તુરતજ કરેલા પાપનો હૃદયથી પશ્ચાત્તાપ કરે છે એવા લોકોનો ઉદ્ધાર કરવાને માટે ત્રૈલોકયમાં ઘણાં તીર્થો છે. પરંતુ જે લોકોનાં પાપને પ્રાયશ્ચિત્તનો માર્ગજ નથી એવા લોકોને પણ પવિત્ર કરવાને માટે ત્હમારાં જેવાં અનુપમ એક ત્હમેજ છો. ૧૭.

जिधानं धर्माणां किमपि च विधानं नवमुदाम्
प्रधानं तीर्थानाममलपरिधानं त्रिजगतः ।
समाधानं बुद्धेरथ खलु तिरोधानमधियाम्
श्रियामाधानं नः परिहरतु तापं तव वपुः ॥१८॥

નવાનંદો અર્પે, અગમ નિગમે ધર્મ સ્થળ જે,
અધિષ્ઠાતા તિર્થે, ત્રિભુવનતણું વસ્ત્ર વિમલે;
હરી દુષ્ટેચ્છાઓ, અબુધ જન ના'વેજ નજરે,
વપુ મુક્તિદાતા, ત્રિવિધ તુજ તાપો અમ હરે.૧૮

**અર્થ**—વેદોએ નિરૂપણ કરેલા ધર્મોના સ્થાનરૂપ, નવા નવા આનંદ ઉત્પન્ન કરવાવાળું, સર્વ તિર્થોના રાજા સમાન, બીલકુલ મેલ વગરના ત્રૈલોક્યના પહેરવાના વસ્ત્ર જેવું. હૃદયના દુષ્ટ વિચારોને વિશુદ્ધ નહીં બનાવનાર નઠારી બુદ્ધિવાળા લોકોની દૃષ્ટિમાં નહીં આવે એવું અને મોક્ષદાયી સંપત્તિ આપનારૂં એવું જે તારૂં શરીર તે હે ગંગે? અમારાં ત્રણ પ્રકારનાં પાપનો નાશ કરો. ૧૮.

पुरो धावंधावं द्रविणमदिराघूर्णितदृशाम्
महीपानां नाना तरुणतर खेदस्य नियतम् ।
ममैवायंमन्तुः स्वहितशतहन्तुर्जडधियो
वियोगस्ते मातर्यदिह करुणातः क्षणमपि ॥१९॥

મદીરા દ્રવ્યેથી, ભ્રમિત થઈ દૃષ્ટિ નૃપતણી,
કને દોડી થાકયા, તરુણ ધન આશા નિત ઘણી;
અમે એ દુર્બુદ્ધિ, સ્વહિત શઠ શત્રુ જડમથા,
વિયોગી હા, સ્નાને, તદપિ ક્ષણ યાચું કર દયા.—૧૯

અર્થ—પૈસા રૂપી મદિરામાં ભ્રમિત થએલા રાજાઓ પાસે અમે તરૂણો દ્રવ્યની આશાથી દોડી દોડીને અને આકુળ વ્યાકુળ થઈ થાકયા, એવા સ્વહિતના સાધનો મુકી દેનારા અને જડબુદ્ધિવાળા અમેજ છીએ. હે માતા, અમો તારા જળમાં સ્નાન ન કરવાથી તારા વિયોગી છીએ. તો પણ હે માતા, તું આજ ક્ષણે અમારા ઉપર દયા કર. ૧૯.

मरुल्लीलालोल्लहरिलुलिताम्भोजपटली
स्खलत्पांसुव्रातच्छुरणविसरत्कौंकुमरुचि ।
सुरस्त्रीवक्षोजक्षरदगरुजंबालजटिलम्
जलं ते जंबालं मम जननजालं जरयतु ॥२०॥

હલે વાયુ વેગે, કમળ જળ ડોલે યુથથકી,
પરાગે જે છાયું, દિસતું વરણે રક્તજ નકી;
ગુરૂકૃષ્ણે વ્યાપ્યું, સ્તનથી સુરસ્ત્રી સ્નાન કરતા,
લિલાવાળું વારી, મમ જનમની જાળ હર આ.-૨૦

**અર્થ**—વાયુના વેગે કરીને જળની ચાલતી લહેરોમાં ડોલતા કમળના જથામાંથી પડી ગયેલા પરાગ વડે કેસર સમાન રાતું થયેલું છે, ઇંદ્રાદિક દેવતાઓની સ્ત્રીઓના સ્નાન કરવાથી સ્તન ઉપરથી ધોવાઇ ગએલ કસ્તુરીના કાદવથી મળેલું છે એવું હે માતા! જે તારૂં જળ તે મારાં જન્મની જાળોને દૂર કરો. ૨૦.

समुत्पत्तिः पद्मारमणपदपद्मामलनखा-
न्निवासः कन्दर्पप्रतिभटजटाजूटभवने।
अथायं व्यासंगो हतपतितनिस्तारणविधौ
न कस्मादुत्कर्षस्तव जननि जागर्ति जगति ॥२१॥

સમુત્પત્તિ, લક્ષ્મી, રમણ પદ વિષ્ણુ નખશિરે,
જટાજૂટે વાસો, રતિપતિ રિપૂ શીવસદને;
હણેલા ઉદ્ધારો. મૃત શરિર શસ્ત્રાદિક મયા. !
ન થાયે શા માટે? તમથકિજ ઉદ્ધાર જગ આ.–૨૧

**અર્થ**—હે માતાજી,લક્ષ્મી સાથે રમણ કરનારા એવા વિષ્ણુના પવિત્ર ચરણકમળના નખમાંથી તમારી ઉત્પત્તિ થએલી છે અને તમારો નિવાસ કામદેવનો વિનાશ કરનારા એવા મહાદેવના જટાજુટમાં છે તથા તમો શસ્ત્રથી હણાએલા પાપીઓના ઉદ્ધાર કરવા હંમેશાં તત્પર રહો છો માટે આ આખા જગતનો ઉદ્ધાર આપનાથી શા માટે ન થવો જોઇએ ? ૨૧.

नगेभ्यो यान्तीनां कथय तटिनीनां कतमया
पुराणां संहर्तुः सुरधुनि कपर्दोऽधिरुरुहे ।
कया च श्रीभर्तुः पदकमलमक्षालि सलिलै-
स्तुलालेशोयस्यां तव जननि दीयेत कविभिः॥२२॥

ગિરિમુખા એવી, તટિની કથ બીજી કઈ હશે ?
મયા ! કે એવી કુ, વસતિ શિવ કો'એ શિરવિષે ?
અને ધોયા કેણે ? પદ કમળ વિષ્ણુ સલિલથી,
થશે તુલા તારી, જરિય સુરધુનિ કવિજથી ?–૨૨

**અર્થ**—પર્વતોમાંથી નીકળતી કઇ નદીઓએ શંકરના જટાજૂટમાં વાસ કરેલો છે ? કઇ નદીઓએ વિષ્ણુના ચરણ કમળો ધોએલાં છે ! કવિઓએ કઇ નદીઓને તારી તુલનામાં તારા પ્રભાવનો લેશ પણ ભાગ આપ્યો હોય ? હે સુરનદિ ! તે અમને કહો. ૨૨.

विधत्तां निःशंकं निरवधिसमाधिं विधि रहो
सुखं शेषेशेतां हरिरविरतं नृत्यतु हरः ।
कृतं प्रायश्चित्तैरलमथतपोदानच जपैः
सवित्रीकामानां यदि जगति जागर्ति भवती ॥२३॥

ભલે શંકા વિના, નિરવધિ સમાધિ વિધિ કરે,
સુખે સુવે શેષે, હરિ, હર રીઝે નૃત્યજ પરે;
નહીં પ્રાયશ્ચિત્તે, મહદ્ તપ, દાનો જરૂરના,
યદિ જાગો ગંગે, જગતજન ઇચ્છા પુરણ હા!૨૩

**અર્થ**—બ્રહ્માજીને કોઇ પણ પ્રકારની શંકા વગરના થઇને અખિલ સમાધિ કરવા દ્યો. વિષ્ણુ ભગવાનને સુખરૂપ ક્ષીરસાગરમાં શેષશય્યામાં શયન કરવા દ્યો. મહાદેવજીને અવિરત નૃત્ય કરવા દ્યો. વળી પાપથી મુક્ત થવા પ્રાયશ્ચિત્તો, જપ, તપ. દાન, ચાંદ્રાયણાદિક જેવાં કઠિન વ્રતો, જનોને કરવાની શી જરૂર છે ? ઇચ્છાઓને પૂર્ણ કરવાવાળાં એવાં આપ જગતમાં હંમેશાં જાગૃત રહેલાં છો. ૨૩.

अनाथः स्नेहार्द्रो विगलितगतिः पुण्यगतिदाम्
पतन्विश्वोद्धर्त्रीं गदविगलितः सिद्धभिषजम् ।
सुधासिन्धुं तृष्णाकुलितहृदयो मातरमयम्
शिशुः संप्राप्तस्त्वामहमिह विदध्यात्समुचितम् ॥२४॥

અનાથી, સ્નેહિ તું, દુરિત ભય, તું દે સુરગતિ,
હરે રોગી રોગો, પિડિત ભવ તારી હિણુમતિ;
સુધા સિન્ધુ તું છે, વિકળ દિલ તૃષ્ણા થકી મયા,
શિશુ સંતાપેલો, શરણ તમ રક્ષો કરી દયા. ૨૪

**અર્થ**—હે માતા, હું કેવળ અનાથ છું. તું સ્નેહ વાળી આશ્રય દાતા છો; હું ગતિશૂન્ય થએલો નિર્બળ છું. તું પુણ્ય રૂપ દિવ્ય ગતિને આપવાવાળી છો. હું પાપી છું તું વિશ્વનો ઉદ્ધાર કરવાવાળી છો; હું અનેક રોગોથી ગળાએલો છું, તું રોગથી નિવૃત્ત કરનારી સિદ્ધ વૈદ્ય છો; મારૂં હૃદય અનેક પ્રકારની તૃષ્ણાઓથી આકુળવ્યાકુળ બનેલું છે, અને તું અમૃતરૂપી સિન્ધુ છો. હું તારો બાળક છું, એટલે આ બાળકનું રક્ષણ કરવું તારા હાથમાં છે. ૨૪.

विलीनो वै वैवस्वतनगरकोलाहलभरो
गता दूतादूरं क्वचिदपि परेतान्मृगयितुम्।
विमानानां व्रातो विदलयति वीथीर्दिविषदाम्
कथा ते कल्याणी यदवधि महीमण्डलमगात्॥२५॥

પતિતોનો લેશે, યમનગર કોલાહલ નથી,
જતા દૂરે દૂતો, મૃત શરિર શોધે યમ મથી;
વળી ખોધો રસ્તો, સુરસદન વિમાન ગતિયે,
કથા વ્યાપી વિશ્વે, જનની યદિ કલ્યાણ કૃતિયે.૨૫

**અર્થ**—યમપુરીનો કોલાહલ બીલકુલ શાન્ત થઇ ગએલો છે. યમદૂતોને મૃત્યુ પામેલા જીવોને ખોળવાને હવે દૂર જવું પડે છે. વિમાનોના ટોળાથી દેવતાઓના રસ્તા ખોદાઇને ભરાઈ ગયા છે. હે કલ્યાણી. જ્યારથી કલ્યાણ કરનારી એવી તારી કથા જગતમાં ઉત્પન્ન થઈ છે ત્યારથી આ બધું બનેલું છે. ૨૫.

स्फुरत्कामक्रोधप्रबलतरसंजातजटिल-
ज्वरज्वालाजालज्वलितवपुषां नः प्रतिदिनम् ।
हरन्तां संतापं कमपि मरुदुल्लासलहरि-
च्छटाचंचत्पाथः कणसरणयो दिव्य सरितः ॥२६॥

સ્ફુરી કામે, ક્રોધે, પ્રબલમહ જ્વાલા મમ મયા,
પ્રજાળે જ્વાળેથી, જ્વરજીવન નિત્યે નિરદયા;
હરે એ સંતાપો, પ્રગટી મરૂ વેગે લહર આ,
છટા છોળે વારી, સુરસરિત બિંદુ સમુહ આ.-૨૬

અર્થ—કામ અને ક્રોધ વડે ઉત્પન્ન થએલા મહા બળવાન જટા (જ્વાળા) વાળા ગુઢ એવા જે સંતાપો અમારા શરીરને હંમેશા બાળી રહ્યા છે તે સંતાપો વાયુના વેગથી ઉત્પન્ન થએલ હે દિવ્ય સરિતા (ગંગે)! તારા જળની લહેરોની છટા (પંક્તિ) વડે ઉછળતા જળના બારિક બિંદુઓના સમૂહથી નાશ થાઓ. અર્થાત્ કે પવનથી ઉડતા ગંગાજળના બિંદુઓ હંમેશાં કામ ક્રોધ વડે બળેલા અમારા સંતાપની શાંતિ કરો. ૨૬.

इदं हि ब्रह्माण्डं सकलभुवनाभोगभवनं
तरङ्गैर्यस्यांतर्लुठति परितस्तिन्दुकमिव ।
स एष श्रीकण्ठप्रविततजटाजूट जटिलो
जलानां संघातस्तव जननितापं हरतु नः ॥२७॥

ભરેલાં બ્રહ્માંડે, સકળ ભુવને વારી રૂપ આ;
તરંગો લ્હેરેથી, તિંદુક ફળ પેઠે ફરત હા !
જટાજુટે રે'લો, જટિલ જડ વિસ્તૃત થઈ જે,
પ્રવાહે વિદારો, દુરિત અમ ગંગે ત્વરિત એ -૨૭

**અર્થ**—સઘળા ભુવનના ભોગના મહેલ જેવું આ બ્રહ્માંડ તમારા તરંગો (લહેરો)ની અંદર ટીંબરૂ ફળની માફક ચારે તરફ ફરે છે અને શંકરના વિસ્તાર પામેલા જટાજુટમાં સજ્જડ પણે રહેલો છે એવો હે જનની ! તારા જળનો પ્રવાહ અમારાં પાપોનો નાશ કરો. ૨૭.

त्रपन्ते तीर्थानि त्वरितमिह यस्योद्धृतिविधौ
करं कर्णे कुर्वन्त्यपि किल कपालिप्रभृतयः ।
इमं तं मामम्ब त्वमियमनुकम्पार्द्रहृदये
पुनाना सर्वेषामघमथ न दर्पं दलयसि ॥२८॥

મહા તિર્થો યે મા, લજીત મમ ઉદ્ધાર્થ બનતા,
 કરો કર્ણે દેવો, હરિહર વિગેરેય ધરતા;
મને ઉદ્ધારે તું, દવિત દિલ માતા રસ ભર્યું,
 ઉદ્ધારે એ એનું, દુરિત હર, ગુમાનજ હર્યું.–૨૮

અર્થ—મારો ઉદ્ધાર કરવામાં ગોદાવરી વગેરે તીર્થો લાજે છે અને શિવ તથા વિષ્ણુ વગેરે દેવતાઓ કાને હાથ દે છે, (તેઓ કહે છે કે આવા પાપીનો ઉદ્ધાર કોણ કરે?) એવો જે આ હું (જગન્નાથ) તેને પવિત્ર કરતી એવી હે દયાળુ હૃદયની પવિત્ર ગંગે ! તું આજ મને પવીત્ર કરીને સર્વ તીર્થો અને દેવતાઓના અભિમાનનો (અમે પાપી લોકોના પાપને, નાશ કરીને પવિત્ર કરીએ છીએ) નાશ કરી નાખે છે. અર્થાત્ કે તેમનો ગર્વ આજ તેં ગાળી નાંખ્યો છે. આજ કારણથી હે અત્યંત દયાળુ હૃદયની માતા ! ગોદાવરી આદિ અનેક તીર્થો અને શિવ વિષ્ણુ આદિ અનેક દેવતાઓને છોડીને તું મને પૂછીશ કે મારી એકલીજ સ્તુતિ કેમ કરે છે? એનો એ જવાબ છે. ૨૮.

श्वपाकानां व्रातैरमितविचिकित्साविचलितै-
र्विमुक्तानामेकं किल सदनमेनः परिषदाम् ।
अहो मामुद्धर्तुं जननि घटयंत्याःपरिकरं
तव श्लाघां कर्तुं कथमिव समर्थो नरपशुः ॥२९॥

ત્યજેલાં સંદેહે, નિંદિત ગણી પાપો પણ મહા,
મુકેલાં ચંડાળે, અગણુ દુરિતો સ્થાન હુંજ આ;
મહા પાપી એવો, કમર કસી ઉદ્ધાર કરવા,
મહિમા એ તારો, નરપશુ હું ના સમર્થ કથવા.૨૯

**અર્થ**—અનેક પ્રકારના સંશયોને લીધે અથવા નિંદિત કર્મ જાણીને પાપ કરવાથી મુક્ત થએલા છે એવા હજારો ચંડાળ-લોકોએ પણ મૂકી દિધેલા અનિષ્ટ પાપોનો સમૂહ તેનું એકજ સ્થાનરૂપ એવો જે હું મહાપાપી તેનો પણ ઉદ્ધાર કરવા માટે કમર કસીને (તૈયાર થતી) એવી જે હે જનની (મા)! એવા તારા અગાધ મહિનાનું વર્ણન કરવાને નરપશુ (મૂર્ખ) એવો હું શી રીતે સમર્થ થઇ શકું ? ૨૯.

न कोऽप्येतावन्तं खलु समयमारभ्य मिलितो
यदुद्धारादाराद्भवति जगतो विस्मयभरः।
इतीमामीहां ते मनसि चिरकालं स्थितवती-
मयं संप्राप्तोऽहं सफलयितुमम्ब प्रणयतः ॥३०॥

મળ્યો ના'કો એવો, મહદ ખલ ગંગે સમય આ,
ઉદ્ધારે જો તેને, ચકિત જગ પામે સકલ હા!
હતી એવી ઇચ્છા, મન તું ચિરકાલી ભગવતિ,
પુરો પ્રેમે આજે, શરણુ હુંજ આવ્યો દુરમતિ-૩૦

**અર્થ**—કોઈ મહાન પાપીનો ઉદ્ધાર કરીને વિશ્વને વિસ્મય પમાડવાની તારા મનની લાંબા વખતની ઇચ્છા આજ દિન સુધી પાર પડી નથી. (કારણ કે આજ દિન સુધી તને કોઈ એવો મહાન પાપી મળ્યો નથી કે જેનો ઉદ્ધાર કરવાથી જગત્ પાપી (જગન્નાથ પંડિત) તારી પાસે આવ્યો છું અને કરગરૂં છું તો મારા પાપોનો નાશ કરીને મને ઉત્તમ ગતિ આપો. કારણ કે માતાની ઇચ્છા કુપુત્રને સન્માર્ગીજ બનાવવાની હોય છે. ૩૦.

श्ववृत्तिव्यासंगो नियतमथ मिथ्याप्रलपनं
कुतर्केष्वभ्यासः सतत परपैशुन्यमननं ।
अपि श्रावं श्रावंमम तु पुनरेवं गुणगणा-
नृते त्वत्को नाम क्षणमपि निरीक्षेत वदनम् ॥३१॥

થઈ શ્વાનો જેવાં, નિયમ કરી મિથ્યા મુખ વદી,
કર્યા કુતર્કોને, કરીજ પરનિંદા મન ચહી;
સુણી સુણી એવા, અધમ ગુણ મારા અગણ્ય આ !
તું વિનાં ના કો'એ,વદન ક્ષણ નિર્ખે મમજ મા—૩૧

**અર્થ**—કુતરાની જેમ ચારે કોર ભટકવું અને ઉચ્છિષ્ટ (એઠું) ખાવું તથા નિયમે કરીને અસત્ય (મિથ્યા) ભાષણ કરવું તેમજ (પરસ્ત્રી ગમન કરવું. પરધન હરિ લેવું)એવા અનેક પ્રકારના કુતર્કોનો અભ્યાસ કરવો. વળી (હંમેશાં કોઈની ચાડી ખાવી અને ચાડી કરવી)એવી ખરાબ વૃત્તિના વિચાર કરવા, આવા પ્રકારના જે મારા અનેક દુષ્ટ અવગુણોનો ભંડાર તેને સાંભળી સાંભળીને તારા વગર હે ગંગે! હે મા ! બીજો કોણ એક ક્ષણ માત્ર પણ મારૂં મુખ જુએ? અર્થાત્ મારા જેવા નરાધમનું મુખ તારા શિવાય બીજું કોઇ પણ જુએ તેમ નથી. તું મા છે,હું બાળક છું. માટે તારે તો અવશ્ય જોવુંજ જોઇએ, કારણ કે છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય. ૩૧.

विशालाभ्यामाभ्यां किमिह नयनाभ्यां खलु फलं
नयाभ्यामालीढा परमरमणीया तव तनुः ।
अयं हि न्यक्कारो जननि मनुजस्य श्रवणयो-
र्ययोर्नातयातस्तव लहरिलीलाकलकलः ॥३२॥

મળ્યાં નેત્રો સારાં, ફળ શું નયને સૃષ્ટિજ મનુ ?
નહીં નિરખી મૂર્તિ, પરમ રમણી મા જળતનુ;
અને એ કર્ણોએ, કદિય જન કાને શ્રવણ ના;
તરંગી લીલાના, કલકલ સુશબ્દે થવુંજ આ !–૩

**અર્થ**—હે ગંગે ! જગતમાં જે પુરૂષની આંખોએ તારી પરમ રમણિય એવી આ જળરૂપ મૂર્તિનું દર્શ કર્યું નથી તે મનુષ્યના વિશાળ નેત્રનું આ લોકમાં શું ફળ છે ? (કાંઈ પણ નહીં) અને જે મનુષ્યના કાનને વિષે તાર તરંગની લીલાનો કલકલ એવો શબ્દ સંભળાયો નથ તેના કાન પણ નિષ્ફળ છે. ૩૨.

विमानैः स्वच्छंदं सुरपुरमयन्ते सुकृतिनः
पतन्ति द्राक्पापाजननि नरकान्तः परवशाः ।
विभागोऽयं तस्मिन्नशुभमय मूर्तौ जनपदे
न यत्र त्वं लीलादलितमनुजाशेषकलुषा ॥३३॥

વિમાને સ્વેચ્છાએ, સુરસદન જાતાં શુભકૃતિ,
પડે નર્કે દુષ્ટો, અધિન યમદુતો દુરમતિ;
વિભાગો એ ટાળી, શુભજકર માતા સહુ સ્થળે;
નથી ને છો જ્યાં તું; હરત જન ક્લેશો, પ્રિય ફળે. ૩૩

અર્થ—સુકૃતિવાળા (પુણ્યશાળી) લોકો વિમાનમાં બેસીને પોતાની ઇચ્છા પ્રમાણે સ્વર્ગમાં જાય છે. પાપી લોકો યમદૂતોને આધિન (પરવશ) થઇને નરકમાં પડે છે. (આવી રીતનો નિયમ છે. તે તેં મહેનત વગર મનુષ્ય માત્રના સર્વ પાપનો નાશ કરી દૂર કરેલો છે.) એવી હે મા ! જે દેશમાં તું નથી એવા અપવિત્ર દેશમાં રહેલો છે. અને તું જે દેશમાં છે ત્યાં તે સર્વે વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે પણ કોઈ નરકમાં જતું નથી. અર્થાત્ કે એવો તારો મહાન્ મહિમા છે. ૩૩.

अपि घ्नन्तो विप्रानविरतमुशन्तो गुरुसतीः
पिबन्तोमैरेयं पुनरपि हरन्तश्च कनकम्।
विहाय त्वय्यंते तनुमतनुदानाध्वरजुषा
मुपर्यंब क्रीडन्त्यखिलसुरसंभावितपदाः ॥३४॥

પ્રહારે વિપ્રોને, ઇચ્છત ગુરૂપત્નિ ગમન જે,
સુરાપાને શૂરા, કરત નિત ચોરી કનક તે;
તજી અંતે દેહો, તવ સલિલ; દાનાજ્ઞ કરતા,
પૂજે પાદો દેવો, સ્વરગ સુખમાંહી વિચરતા.-૩૪

**અર્થ**—બ્રાહ્મણોને પણ હંમેશાં મારનારા અને ગુરૂની સ્ત્રી સાથે ગમન કરવાની ઇચ્છા કરવાવાળા, વળી વારંવાર મદિરા (દારૂ)નું પાન કરનારા અને સોનાનું હરણ (ચોરી) કરનારા એવા જે મહા પાપી લોકો છે તે પણ હે મા! અંતકાળને સમયે તારા જળને વિષે પોતાના શરીર છોડીને મોટા દાનો અને યજ્ઞો કરનારા લોકોને મળેલું જે સ્વર્ગાદિક સુખ છે તેના ઉપર જઇને સર્વ દેવતાઓએ જેના ચરણ (પગ) પૂજ્યા છે એવી ગતિને પામે છે. અર્થાત્ કે સ્વર્ગ લોકના વૈભવ કરતાં પણ વધારે ઉચ્ચ કોટીનો વૈભવ ભોગવે છે. ૩૪

अलभ्यं सौरभ्यं हरति सततं वः सुमनसाम्
क्षणादेव प्राणानपि विरहशस्त्रक्षतभृताम् ।
त्वदीयानां लीलाचलितलहरीणां व्यतिकरा-
त्पुनीते सोऽपि द्रागहह पवमानस्त्रिभुवनम् ॥३५॥

ન ચોરાએ કોથી, સુમન ઢગ ચોરે સુરભ જે,
ઘવાએલો શસ્ત્રે, વિરહ ગુણ દુષ્ટા પવન તે;
અરે સ્પર્શી લ્હેરે, ચલિત જળલીલા પણ અહા!
મહાશ્ચર્યે મા! પુનિત બનવે લોક ત્રણ હા!–૩૫

અર્થ—જેની કોઈનાથી ચોરી થઈ શકતી નથી એવો પુણ્ય રૂપ અલભ્ય (મેળવી ન શકાય તેવી) સુગંધ જે હંમેશાં પ્રાપ્ત કરે છે અને જેને વિયોગરૂપી શસ્ત્રોના ઘાવ લાગેલા છે એવો જે દુષ્ટ ગુણોવાળો પવન (વાયરો) છે તે પણ સ્વાભાવિક રીતે ચંચળ તારા જળની જે લહેરો છે તેના સંબંધથી ત્રણે લોકોને તુરતમાં પવિત્ર બનાવે છે. ૩૫.

कियन्तः संत्येके नियतमिह लोकार्थघटकाः
परे पूतात्मानः कति च परलोकप्रणयिनः ॥
सुखं शेते मातस्तव खलु कृपातः पुनरयम्
जगन्नाथः शश्वत्त्वयि विहितलोकद्वयभरः ॥३६॥

કરી સત્કર્મોને, અચળ પરમાર્થી વિચરતા,
બનાવી શુદ્ધાત્મા, પુનિત પરલોકે વિલસતા;
કૃપા એ મા તારી, નચિંત થઇ સૂખે સુઈ રહ્યો,
જગંનાથે એવા, દ્વિભુવન તું આધારજ લહ્યો.–૩૬

અર્થ—આ લોકને વિષે કેટલાક લોકો નિયમિત રીતે પરોપકાર કરીને અને કેટલાક લોકો યમ, તપ, જપ, યજ્ઞ વીગેરે કર્મો કરીને પવિત્ર અંતઃકરણવાળા થઇને આ લોકને સાર્થક કરી પરલોક પ્રત્યે જવાની ઇચ્છા રાખે છે. પરંતુ હે માં! તારી કૃપા ઉપરજ નિશ્ચીંત થઇને સુખેથી સુઇ રહે છે એવો આ જગન્નાથ પંડિત આ લોક કે પરલોકનો આધાર તારા ઉપરજ રાખી બેઠો છે. અર્થાત્ કે આ લોક કે પરલોકની સુખદાતા તુંજ છે. ૩૬

भवत्या हि व्रात्याधमपतितपाखण्डपरिष-
त्परित्राणस्नेहः श्लथयितुमशक्यः खलु यथा ।
ममाप्येवं प्रेमादुरितनिवहेष्वम्ब जगति-
स्वभावोऽयं सर्वैरपि खलु यतो दुष्परिहरः ॥३७॥

પડેલાં તું જાળે, અધમ પતિતો, જે ખલ ખરા,
મૃતિકો રક્ષાર્થે, પ્રણુય તજવો શક્ય ન જરા;
તજાયે ના માતા, પ્રણુય મમ બાંધ્યો દુરિતમાં,
મહા મુશ્કેલી એ, તજવી નિજ વૃત્તિ જગતમાં–૩૭

**અર્થ**—ગર્ભાધાનાદિક કોઇ પણુ પ્રકારનાં સંસ્કારો જેને થયા નથી એવા પતિતો અને પાખંડીઓ જેના જળ વિષે પડેલા છે તેવા તમો જેમ તમારા જળમાં પડેલા મુડદાના હજારો કકડા છે તેનું રક્ષણુ કરવા વિષે તમારો સ્નેહ છે, તેને લગાર પણુ છોડી દેવાને શકિતમાન નથી. તેમજ હે મા ! હજારો પાપ કરવા વિષે મારો પણુ જે સ્નેહ બંધાયો છે તે છુટતો નથી. કારણુ કે જગતમાં પોતાનો સ્વભાવ છોડવો એ મહાન્ કઠણુ છે. ૩૭.

प्रदोषान्तर्नृत्यत्पुरमथनलीलोद्धृतजटा-
तटाभोगप्रेङ्खल्लहरिभुजसन्तानविधुतिः ।
बिलक्रोडक्रीडज्जलडमरुटङ्कारसुभग-
स्तिरो धत्तां तापं त्रिदशतटिनीताण्डवविधिः ॥३८॥

પ્રદોશાન્તે નૃત્યે, સૃજિત થઈ લીલા શિવ જટા,
મિલન્તા એ ભાગે, સ્વરૂપ ધર લેરે ચપળ હા;
કરે ક્રિડા ગુહા, સુભગ જલ ટંકાર ડમરૂ,
હરો તાપો સર્વે, સુંદિર તટિનિ તાંડવ ખરૂં.–૩૮

**અર્થ**—પ્રદોષને અન્તે (સાયંકાળે) નૃત્ય (નાચ) કરનારા જે શંકર તેમણે લીલા વડે ઉંચી કરેલી જે પોતાની જટા તેના એક ભાગમાં જે સંબંધ થયો તેથી ચંચળ થએલી જળની લહેરો રૂપ જે પોતાના હાથ; તેને લાંબુ કરવું અને ફેરવવું જેની અંદર છે એવું, વળી ગુફા રૂપી જટામાં ક્રીડા કરનાર (ઉછળનાર) જે જળ રૂપ ડમરૂ તેના શબ્દ વડે કરીને ઘણું સુંદર છે એવું હે ગંગાનું તાંડવ નૃત્ય ! મારા પાપનો નાશ કરો. ૩૮.

सदैव त्वय्येवार्पितकुशलचिन्ताभरमिमं
यदि त्वं मामंब त्यजसि समयेऽस्मिन्सुविषमे ।
तदा विश्वासोऽयं त्रिभुवनतलादस्तमयते
निराधाराचेयं भवति खलु निर्व्याजकरुणा ॥३९॥

સદા રાખી જેણે, કુશળ નિજ ચિંતા તમ પરે,
મને દેશો ત્યાગી, કઠિન સમયે જો કદિ અરે!
જતો રે'સે તેથી, ત્રણભુવન વિશ્વાસ તુજમાં,
થશે નિરાધારી, વિમળ કરૂણા નિશ્ચયજ હા.—૩૯

**અર્થ**—જેણે પોતાનું કુશળ કરવાની ચિંતાનો આધાર નિરંતર તારા ઉપર મુકેલો છે એટલે ગંગાજ મારૂં શ્રેય કરશે એમ માનીને તદ્દન નિશ્ચિંત (બેફિકર) રહેલો છે; (એવો આ જગન્નાથ પંડિત) તેનો આવા બહુ કઠીન સમયે તું જ્યારે ત્યાગ કરીશ ત્યારે ત્રણ લોકમાંથી તારો વિશ્વાસ જતો રહેશે અને જેમાં કપટ નથી એવી આ દયા છે તે પણ ખરેખર નિરાધાર થઇ જશે. ૩૯.

कपर्दीदुल्लस्य प्रणयमिलदर्धांगयुवते
पुरारेः प्रेंखन्त्यो मृदुलतरसीमन्तसरणौ ॥
भवान्या सापत्न्यस्फुरितनयनं कोमलरुचा
करेणाक्षिप्तास्ते जननि विजयन्तां लहरयः ॥४०॥

જટાના મધ્યેથી, પ્રણયસહ જોવા અન્ય પ્રિયા,
રહેલાં અર્ધાંગે મૃદુલ શિવ ભાલે કરી ક્રિયા;
ભવાનિએ જાણી, નયન ઘુરકી શોકય કુમળાં;
કરો એ આકર્ષી, વિજય જગ પામો લહર મા. ૪૦

અર્થ--શંકરની ડાબી પાસે બીજી કઇ સ્ત્રી છે એમ જોવાને તેના જટાજુટના મધ્યમાંથી ચાલીને સ્નેહ થકી અર્ધાંગ વીષે જેને પાર્વતી રહેલાં છે એવા શંકરના અત્યંત કોમળ કપાળ ઉપર જે આવેલ છે અને જેને પાર્વતીએ પોતાની શોકય જાણી આંખો ચઢાવીને પોતાના કોમળ હાથ વડે આકર્ષણ કરેલું છે એવી હે [illegible]ી લહેરો જગતમાં ઉત્કૃષ્ટ જય પામો. ૪૦.

मपद्यन्ते लोकाः कति न भवतीमत्र भवती-
मुपाधिस्तत्रायं स्फुरति यदभिष्टं वितरसि ।
शपे तुभ्यं मातर्मम तु पुनरात्मा सुरधुनि
स्वभावादेव त्वय्यमितमनुरागं विधृतवान् ॥४१॥

પૂજાતા, કો નાવે, સલિલ જન તું સ્નાન કરવા ?
ઉમંગે આવે છે, નિકટ મનથી આશ પુરવા;
ધરો શંકા તેમાં, શપથજ મને છે તમતણાં,
સ્વભાવે રાચે છે, હૃદય તવ પ્રીતિ નવ મણા. ૪૧

**અર્થ**—પૂજવા લાયક જે તમે છો, એવા તમારા જળમાં સ્નાન કરવા કયા લોકો નથી આવતા ? (બધાય આવે છે) વળી ઘણા ઉમંગી લોકો તારી પાસે આવે છે કારણ કે તારા પાસે આવેલા લોકોના મનની ઇચ્છા તું પૂર્ણ કરે છે. પરંતુ મારૂં અંતઃકરણ તો સ્વભાવથીજ હે ગંગે! તારામાં ખરેખર જન્મથીજ અપાર પ્રીતિ રાખે છે. તને તેમાં જો કાંઈપણ સંદેહ હોય તો મને તારાજ સોગન છે. ૪૧

ललाटे या लोकैरिह खलु सलीलं तिलकिता
तमोहन्तुं धत्ते तरुणतरमार्तण्डतुलनाम् ।
विलुंपंती सद्यो विधिलिखितदुर्वर्णसरणिम्
त्वदीया सा मृत्स्ना मम हरतु कृत्स्नामपि शुचम्॥४२

લલાટે જે કીધું, તિલક મૃતિકા પ્રેમથી જને,
હરે તે દુર્બુદ્ધિ, તરૂણ સવિતા તૂલજ બને;
કરે ખોટું ભાવી, લિખિત અજ કૂ વર્ણ જન હા;
મૃતિકા એ તારી, હૃદય દુઃખનો નાશ કર મા. ૪૨

**અર્થ**—હે ગંગે! આ લોકમાં; લોકોએ પોતાના કપાળવિષે પ્રસન્ન થઇને જે તારા તટની મૃત્તિકાનું તિલક (ટીલું) કર્યું છે તે મૃત્તિકા—અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવાને મધ્યાન્હકાળના સૂર્યની તુલના (બરાબરી)ને ધારણ કરે છે. વળી આ માણસ દરિદ્રી થશે એમ બ્રહ્માની લખેલી જે કપાળમાં દુષ્ટ અક્ષરની પંક્તિ (લીટી) હોય છે તેને પણ તુરત ખોટી કરનારી જે છે તે તારા તટની મૃત્તિકા અમારા હૃદયના સંપૂર્ણ શોકનો નાશ કરો. ૪૨

नरान्मूढांस्तत्तज्जनपदसमासक्तमनसो
हसन्तः सोल्लासं विकचकुसुमैर्वातमिषतः ।
पुनानाः सौरभ्यैः सततमलिनो नित्यमलिना
सखायो नः सन्तु त्रिदशतटिनीतीरतरवः ॥४३॥

અભિમાની દેશે, સુરસરિત ના, મૂઢ જનને,
હસે પુષ્પો જેનાં, વિકસિત ઉલ્લાસે મિષજ તે;
અલિ કૃષ્ણા જન્મે, પુનિતકર સૌરભ્ય કુસુમે,
સખા થાઓ વૃક્ષો, તટિનિ તીર વાસી પ્રિયતમે.૪૩

**અર્થ**—જે દેશમાં ગંગા નથી તે દેશમાં પોતાના દેશના અભિમાનવડે જેનાં મન બંધાયાં છે એવા મૂઢ લોકોને ગંગાકિનારાના વૃક્ષો પોતાના મજાનાં પુષ્પો ફુલે છે તે નિમિત્તથી જાણે તેઓ હસતા હોયની શું ? એમ તેમની મશ્કરી કરે છે. જે આ મૂઢ લોકો પોતાના દેશના અભિમાનથી ત્યાં જઇને મરશે તેથી અમારી તો ઉત્તમ ગતિ થશે એમ જાણી તેને ધિક્કારતા હોયની શું! એવા, વળી જન્મથી કાળા એવા ભમરાઓને પોતાના પુષ્પના સુગંધ વડે નિત્ય પવિત્ર કરનાર! એવા ગંગાના તટના વૃક્ષો અમારા મિત્રો થાવ. અર્થાત પોતાનો મિત્ર જાણી મને પવિત્ર કરશે. ૪૩

यजन्त्येके देवान्कठिनतरसेवांस्तदपरे
वितानव्यासक्ताः यमनियमरक्ताः कतिपये ।
अहं तु त्वन्नामस्मरणभृतिकामस्त्रिपथगे
जगज्जालं जाने जननि तृणजालेन सदृशम् ॥४४॥

પૂજે દેવો કોઈ, કઠિન બહુ સેવા તદપિ તે,
ધરી કો આશકિત, યમ નિયમ યજ્ઞે કરત એ;
છતાં સ્મર્ણે તારા, પુરણ સહુ હું કાર્ય કરતો,
મયા, જાણું દૃષ્ટે, તૃણ ખચિત આ જાળ જગ તો.૪૪

**અર્થ**—કેટલાએક લોકો જેની ઘણી કઠિન સેવા છે એવા વિષ્ણુ આદિક દેવતાઓનું પ્રેમથી પૂજન કરે છે. કેટલાએક લોકો યમ નિયમપાળી યજ્ઞ કરવામાં તત્પર થઇ રહ્યા છે અને હું જગન્નાથ તો હે મા! તારૂં નામ સ્મરણ કરવાથીજ મનોરથ જેના પૂર્ણ થયા છે એવો હું આ જગતરૂપી જાળને તૃણ (ઘાસના ઢગલા)ના બરોબર જાણું છું. ૪૪

अविश्रान्तं जन्मावधि सुकृतजन्मार्जनकृताम्
सतां श्रेयः कर्तुं कति न कृतिनः सन्ति विबुधाः॥
विरस्तालम्बानामकृतसुकृतानां तु भवतीम्
विनाऽमुष्मिँल्लोके न परभवलोके हितकरम्॥४५॥

કરે કર્મો સારાં, જીવનભર નિત્યે જન જગે,
સમર્થો છે એનું, સુભગ કરવા દેવજ યુગે;
નથી કીધાં જેણે, કૃત શુભ નિરાધાર દિસતા,
તું વિના ના કોએ, અવર જગ એ શ્રેયકરતાં-૪૫

અર્થ—જે લોકો જન્મથી માંડીને મરણ સુધી નિરંતર અવિશ્રાંત પુણ્યકર્મ કરનારા છે એવા સત્પુરૂષોનું કલ્યાણ કરવાને તો દેવતાઓ સમર્થ છે પણ કોઇનો આધાર જેમને નથી અને લેશ માત્ર કોઈ દિવસ પુણ્ય જેમણે કર્યું નથી એવા પાપી લોકોનું કલ્યાણ કરનાર આલોક અને પરલોકવિષે તારા વિના બીજા કોઇને હું દેખતો નથી. એવા તો માત્ર તમેજ છો. ૪૫

**पयः पीत्वामातस्तव सपदि यातः सहचरै-**
**र्विमूढैः खेलन्तं क्वचिदपि न विश्रान्तिमुगमुम् ।**
**इदानीमुत्संगे मृदुपवनसंचारशिशिरे**
**चिरादुन्निद्रां मां सदयहृदये स्थापय चिरम् ॥४३॥**

સખા સંગે ખેલું; તરત પય તું પાન કરતાં,
 નિરાંતે ના બેસું, કદિય સુખશાન્તિજ ધરતાં;
મયા ખોળે તારે, મૃદુ પવન ચાલે શિતળ જે,
 સુખેથી સૂવા દે, દુખિત મુજને સુહ્રદય એ. ૪૬

**અર્થ**—તારા જળનું પાનમાત્ર કરીને હું મૂર્ખ-મિત્રોની સાથે તુરત રમવા જતો રહ્યો પણ કોઇ જગોએ મને સુખ મળ્યું નહિ અને ઉજાગરો જેને ઘણો થયેલો છે એવો જે હું છું તેને; જેના હ્રદયમાં દયા ઘણી છે એવી હે મા ! તું ધીરે ધીરે પવન ચાલવાથી શીતળ થયેલા તારા ખોળામાં શાંતિથી ઘણા વખત સુધી સુવાડ. ૪૬

अहो न द्रागेवद्रढिमरमणीयं परिकरम्
किरीटे बालेन्दुं नियमय पुनः पन्नगगणैः ।
न कुर्यास्त्वं हेलामितरजनसाधारणतया
जगन्नाथस्यायं सुरधुनि समुद्धारसमयः ॥४७॥

અહા માતા ગંગે, કમર કસી બાંધો ત્વરિત હા
કિરીટે બાલેન્દુ, ફણિધરથી બાંધો પડત ના;
ગણી ના દ્યો ત્યાગી, ઇતર જન સાધારણુજ મા,
જગન્નાથે કીધું, સમય મમ ઉદ્ધાર કર આ–૪

**અર્થ**—આ જગન્નાથ પંડિતનો ઉદ્ધાર કરવાને સમય આવ્યો છે માટે હે મા ! શીઘ્રતાથી ખુબ કટિ (કમર બાંધ અને તારા મુકટ વિશે રહેલાં બાળચંદ્રને સર્પ સમુદાયવડે બાંધી રાખ કે જેથી પડે નહિ, અને હે સુરધુનિ બીજા સાધારણુ માણુસ જેવો મને જાણી મારો અનાદર તમે કરશો નહિ. ૪૭

शरच्चन्द्रश्वेतां शशिशकलशोभालमुकुटाम्
करैः कुंभां भोजे वरभयनिरासौ च दधताम्
सुधाधाराकाराभरणवसनां शुभ्रमकरे-
स्थितां त्वां ये ध्यायन्त्युदयति न तेषां परिभवः ॥४८॥

ऋतुशर्दैईन्दु, ભુજગ શશિશ્વેતાર્ધં મુકુટે,
ચતુર્ભુજે ધારી, કમળ, વર, કુંભો અભય તે;
સુધા ધારા વસ્ત્રો, ભુષણ વપુ ધોળાં મચ્છ પરે,
ધરે મૂર્તિ ધ્યાને, જન કદિ ન હારેજગ ખરે. ૪૮

અર્થ—શરદઋતુના ચંદ્રજેવું સ્વરૂપ જેનું છે તથા અર્ધચંદ્ર અને સફેત સર્પ જેના મુકુટ વિશે છે વળી પોતાના ચાર ભુજ (હાથ) વિશે કુંભ, કમલ, વર, અભય એ ચાર વસ્તુ જેણે ધારણ કરી છે તથા અમૃતની ધારા જેવાં વસ્ત્ર અને આભૂષણ જેનાં છે તથા ધોળા મચ્છ (મગર) ઉપર બેઠેલી છે એવી તારી મૂર્તિનું જે ધ્યાન કરે છે તેમનો કોઈ દિવસ પરાભવ થતો નથી. અર્થાત્ તે કદી હારી જતા નથી. ૪૮

दरस्मितसमुल्लसद्वदनकान्तिपूरामृतै-
र्भवज्वलन भर्जितानिशमूर्जयन्ती नरान् ।
चिदेकमयचन्द्रिकाचयचमत्कृतिं तन्वती
तनोतु मम शंतनो: सपदि शंतनोरङ्गना ॥४९॥

મૃદુ હાસ્યે શોભે, કમળ મુખ કાન્તિપુરસુધા,
જીવાડે જે નિત્યે, જલિત પુરૂષો અગ્નિ વસુધા;
પ્રસારી ચૈતન્યે, શશિ રતિ ચમત્કાર વપુ શ્રી,
મમાંગે મા શીઘ્રે, સુખ સમરપો શંત રમણી ૪૯

અર્થ—તારા મંદ હાસ્યવડે શોભાયમાન મુખકમળની કાંતિના પુરરૂપી અમૃતવડે સંસારરૂપી અગ્નિમાં બળી ગયેલા પુરૂષોને નિરંતર જીવાડતી અને ચૈતન્યરૂપ ચંદ્રકાંતિના એકત્ર સમૂહના ચમત્કારનો વિસ્તાર કરતી ને સુંદર જેનું અંગ છે એવી શંતનું રાજાની સ્ત્રી જે ગંગા તે હે મા! તમે મારા શરીરને શીઘ્ર સુખ કરો, વિલંબ કરશો નહીં. ૪૯

मंत्रैर्मीलितमौषधैर्मुकुलितं त्रस्तं सुराणां गणैः
स्रस्तं सान्द्रसुधारसैर्विदलितं गारुत्मतैर्ग्रावभिः।
वीचिक्षालितकालियाहितपदे स्वर्लोककल्लोलिनि
त्वं तापं निरयाधुना मम भवज्वालावलीढात्मनः॥५०॥

મંત્રો, નિષ્ફળ, ઓષધો લય થયા;ત્રાસ્યા સહુ દેવતા,
ઢોળાયો રસ ગાઢ અમૃત તણો ભાંગ્યા ગરૂડાત્મ હા!
ધોયા કાલિઅરીપદો વ્રજપતિ, સ્વર્લોક કલ્લોલિતા,
આપો તુર્તજ શાન્તિ હું બળુ મયા, સંસાર ચિન્તચિતા. ૫૦

**અર્થ**—કાળીનાગના શત્રુ છે એવા કૃષ્ણના ચરણ કમળ જેણે પોતાના જળના તરંગવડે પ્રક્ષાલન કર્યાં છે (ધોયા છે) એવી સ્વર્ગ લોક કલ્લોલિની હે ગંગે! (હે દેવ નદી) સંસારની જવાલા (ઝાળ) વડે બળેલું અંતઃકરણ જેનું છે એવો હું છું; માટે મારા તાપનો તુરત તું નાશ કર કદાચ મંત્ર અને ઔષધ વિગેરે મારા તાપ શમાવવાને ઘણા ઉપાય છે એમ જો તું મને કહીશ તો હું કહું છું કે મંત્રો સર્વે સંકોચ પામી ગયા છે અને ઔષધ પણ સર્વે લીન થઈ ગયાં છે અને દેવતાઓ પણ સર્વે ત્રાસ પામી ગયા છે વળી જાડો અમૃતનો રસ હતો તે પણ ઢોળાઇ ગયો છે; અને ગરૂડ જેનો દેવ છે એવા ઝેર ઉતારવાના જે પત્થર હતા તે પણ ભાંગીને ચૂર્ણ થઈ ગયા છે. ૫૦

द्युते नागेन्द्रकृत्तिप्रमथगणमणिश्रेणिनन्दीन्दुमुख्यम्
सर्वस्वं हारयित्वा स्वमयपुरभिदिद्राक्पणीकर्तुकामे ।
साकूतं हैमवत्या मृदुलहसितया वीक्षितायास्तवांऽम्बा
लोलोल्लासिवल्गल्लहरितटघटीताण्डवं नः पुनातु ॥५१॥

દ્યુતે વાસુકી, ચર્મ, ગંગ રમતાં, શ્રેણીજ નન્દી, શશિ,
હાર્યા સર્વ ઉમાપતિ વપુતણી, ઈચ્છા હૃદે તો વસી;
જોયું પાર્વતીએ હસી મૃદુ જટા, ગંગા પ્રતિ સદ્ય જ્યાં,
શુદ્ધિ તાંડવ એ કરો નટતણું, સ્ફુર્યા તરંગો સુત્યાં—૫૧

**અર્થ**—શંકર, પાર્વતી સાથે દ્યુત રમતા વાસુકીનાગ ચર્મ, રૂદ્રાક્ષની માળા, નંદીશ્વર અને ચંદ્ર વિગેરે સર્વસ્વ હારી ગયા ત્યારે મહાદેવે પોતાના શરીરનું પણ કરવાનો નિશ્ચય કર્યો એટલે પાર્વતીએ જાણ્યું કે ગંગા તો રહી ગઈ જે મારી અવગણના કરી શોક્ય થઈને શિવના મસ્તક ઉપર ચઢી બેઠી છે તે શિવને કહીને ગંગાનું પણ કરાવું અને ગંગાજીને જીતીને મારી દાસી કરીને રાખું એવા અભિપ્રાયથી પાર્વતીએ ધીરે ધીરે હસીને જટામાં ગુંગાના સામું જોયું એટલે હે ગંગે! તમે પણ નૃત્ય જેને પ્રિય છે એવા શંકરને દ્યુત રમવું છોડાવા માટે તમારા ચંચળ ને શોભાયમાન ઉંચા ઉછળતા તરંગરૂપી નટનું તાંડવ નૃત્ય કર્યું તે તાંડવ નૃત્ય અમને પવિત્ર કરો. ૫૧

विभूषितानङ्गरिपूत्तमाङ्गा
  सद्यःकृतानेकजनार्तिभङ्गा ।
मनोहरोत्तुङ्गचलत्तरंगा
  गंगा ममाङ्गान्यमलीकरोतु ॥५२॥

અનંગરિપુ શિવશિર શોભે,
  અને દુઃખો સઘ હરે ભૂલોકે;
તરંગ વિશાળ મનોહરા જે,
  મમાંગ ગંગા કર નિર્મળું એ.—પર

**અર્થ**—કામદેવના શત્રુ જે શંકર તેમના મસ્તકને શોભાવનારી અને તુરત અનેક લોકોના દુઃખનો નાશ કરનારી તથા મનોહર અને ઉંચા ઉછળતા ચંચળ જેના તરંગ છે એવી હે ગંગા મારા શરીરને નિર્મળ કરો. પર

इमां पीयूषलहरीं जगन्नाथेन निर्मिताम् ।
यः पठेत्तस्य सर्वत्र जायन्ते सुखसंपदः ॥५३॥

જગન્નાથે રચેલી આ, ગંગા લહરી જે પઢે;
સ્થળે સર્વ સદા પામે, **પ્રેમી** સુખ સંપત્તિ તે. ૫૩

**અર્થ**—જગન્નાથ પંડિતે રચેલી આ ગંગાલહેરીનો જે પાઠ કરશે તેને સર્વ જગાએ સુખ સંપત્તિ મળશે. ૫૩

આવી રીતે જગન્નાથની સ્તુતિ સાંભળીને અતિ આનંદપૂર્વક એક એક શ્લોક પ્રત્યે એક એક પગથિયું ગંગાનું પુર ચડયું અને જગન્નાથ બાવનમે પગથિયે બેઠા હતા ત્યાં આવીને ગંગાયે સ્નાન કરાવી તેને પવિત્ર કર્યો. આ જોઇને જગન્નાથના ઘરમાં જે મુસલમાન સ્ત્રી હતી તે ગંગાનું તથા જગન્નાથનું સામર્થ્ય દેખીને વિસ્મય પામી અને વિચાર્યું કે આ વખત જગન્નાથની સમક્ષ મારૂં શ્રેય જો થયું તો થયું, પાછળથી કાંઈ નહીં થાય એમ જાણી મુસલમાન સ્ત્રી બોલી.

सुरधुनि मुनिकन्ये पुण्यवन्तं पुनासि
स तरति निजपुण्यैस्तत्र किं ते महत्वम् ।
यदिह यवनजातां पापिणीं मां पुनासि
तदिह तव महत्वं तन्महत्वं महत्वम् ॥५४॥

સુરધુનિ, મુનિકન્યા, પુણ્યવંતા ઉગારે,
તરત એ નિજ પુન્યે, શું મહત્તા તું ધારે ?
પણ હું યવન જાતી, પાપીણીને ઉદ્ધારે,
તવ તુજ મહિમાને, સૂ મહીમા વધારે.

**અર્થ**—હે દેવનદી ! હે મુનિકન્યે ! જગન્નાથ જેવા પુણ્યવાનને આ રીતે તું પવિત્ર કરે છે. પણ તેતો પોતાના પુણ્યે કરીને તરે છે, એમાં તારૂં મહાત્મ્ય શું ? પણ જ્યારે મુસલમાનથી ઉત્પન્ન થયેલી અને પાપીણી એવી જે હું તેને પવિત્ર કરે ત્યારે જ તારૂં મહાત્મ્ય જે છે તે ખરૂં મહાત્મ્ય ગણાય. ૫૪

**इति श्रीमज्जगन्नाथ पण्डित विरचिता गङ्गालहरी समाप्ता ।**

**શ્રી જગન્નાથ પંડિતે રચેલી ગંગા લહરી સમાપ્ત.**

તેમનાં ગંગાલહરી તેમજ ભામિનીભૂષણ આદિ કાવ્યો ઘણા પ્રસિદ્ધ છે. આમાંના ફકરાઓ કોઇ કોઇ વખત મેટ્રીકના વિદ્યાર્થીઓના પાઠ્ય પુસ્તકોમાં સ્વીકારવામાં આવે છે, વિદ્યાર્થીઓ આ અનુવાદ વાંચશે તો સહેલાઇથી મૂળનો અર્થ સમજી શકશે. પંડિત શંકરપ્રસાદ

હેડમાસ્તર સીટી હાઇસ્કુલ ( અમદાવાદ )




શુભેચ્છક મુદ્રણાલય, ગાંધીરોડ, ફરનાન્ડીઝ પુલ નીચે,
ઢીકવાની વાડી—અમદાવાદ.
ત્ર્યંબકલાલ શીવશંકર ત્રિવેદીએ છાપ્યું.

